# ભલા ભગવાનના તરંગો



લખક

કિંકરદાસ



## ક્ષમા એ મોક્ષનો દરવાજો છે

વીરનર શેઠ સારાભાઈ ડાહ્યાભાઈના

સ્મણાર્થે

# ભલા ભગવાનના તરંગો


ફતાસાની પોળ
નવિ પોળ
**અમદાવાદ.**

કર્તા :
**કિંકરદાસ**

પ્રત ૧૦૦૦

પ્રકાશક : કિંકરદાસ
ફતાસાની પોળ, નવિ પોળ
અમદાવાદ.
સંવત ૧૯૯૫ ના શ્રાવણ કૃષ્ણ

## આભાર દર્શન

આ પુષ્પ પ્રસિદ્ધ કરવા વીરનર શેઠ સારાભાઈ ડાહ્યાભાઈના પુત્ર **શ્રી રમણભાઈ સારાભાઈએ** મદદ કરી અને તેઓના હાર્દીક પ્રેમને લઈને જ આ પુષ્પ હું જનસમૂહમાં પ્રસિદ્ધ કરી શકયો. જે બદલ તેઓનો આ સ્થળે પુનઃ પુનઃ આભાર માનુ.

શુભેચ્છક
**કિંકરદાસનાં આભાર વંદન**

ધી વીરવીજય પ્રીન્ટીંગ પ્રેસમાં રમણીકલાલ પીતામ્બરદાસ કોઠારીએ છાપ્યું. રતનપોળ, સાગરની ખડકી—અમદાવાદ

# મેરી કદર ભૂલના નહિ

## હીંદી કવાલી

એ પ્રીતમ પ્યારે પ્રભુ, મેરી કદર ભૂલના નહિ;
પ્રીત મ્હેં મોંઘી કીની, ન્યારા કભી કરના નહિ. ૧

આપ મુજકો છોડકે, મુક્તિમહી જાકે બસે;
હમ તડફતે હે યહાં, મેરી કદર ભૂલના નહિ.૨

પ્રીતમ પ્રભુ જગ કે બને, રાજો કે રાજા એક તુમ;
મે બાળ મુખસે કયા કહુ, મેરી કદર ભૂલના નહિ.૩

માળા ગુંથી મે પ્રેમસે, એ તાર કબહી નહિ છુટે;
નૈયાં તુંહી ચરણે ઝૂકે, મેરી કદર ભૂલના નહિ.૪

હંસ પિંજરમે પુરા, યે કહાંસે ઉડ કે જાયગા;
કર્મો કીસોકો નહિ મુકે, ઘાતક કભી બનના નહિ.૫

પ્રીતમ હમારે એક તું, પ્યારે કનૈયા એક તું;
દાતાર મુજકો એક તું, મેરી કદર ભૂલના નહિ.૬

જાદે પ્રભો મે કયા કહું, ઇતનીહિ બીનતી માનના;
કિંકર દિવાના બાળકો, ન્યારા કભી કરના નહિ.૭

# નિવેદન

દશ પુષ્પની રચનાત્મક ક્રિયામાં પસાર થવા બાદ આજે અગીયારમા પુષ્પમાં પ્રવેશતાં મારી આંત્રિક ઉર્મીએ હર્ષના વેગે ઝઝુમી છે.

આ "ભલા ભગવાનના તરંગો" કેવળ વિશ્વની દ્રષ્ટિયે જ લખાયા છે કે જેમાં જાતી અને સંપ્રદાયના કાંટાનુ સ્થાન નિસ્તેજ બનાવી વિશ્વપ્રેમનીજ શબ્દે શબ્દે રેલી કરી છે.

ભક્તિ અને વૈરાગ્ય રસનીજ વહેતી આ સરિતા છે.

આ દિવ્ય પંથે પ્રેરનાર જીવન મિત્ર શ્રી શાંતિલાલનો ઉપકાર ના ભૂલાય ! પ્રભુ તેના આત્માને સાચી શાંતિ અર્પે. સાથે સાથે મારા આત્મપ્રિય શેઠ શ્રી હિંમતલાલ શુકલને પણ ના ભૂલાય ! તેઓની વ્યવહારૂ છાયા નીચેજ આવા કાર્યોમાં ટાઇમ વિતાવું છું. પ્રભુ કુટુંબ સાથે તેઓને દીર્ઘાયુ રાખે અને સાચા સુખાકારી બનાવે એજ હૃદયની પ્રાર્થના.

આ સર્વ મારા યોગી પ્રભુનીજ વિભૂતિ છે.

ફતાસાનીપોળ નવિપોળ — સર્વનો શુભેચ્છક

અમદાવાદ — કિંકરદાસના

સંવત ૧૯૯૫ ના શ્રાવણ કૃષ્ણ — જયવંદન

## મારા શેઠશ્રી શુકલની સ્નેહ સુધાને

### કવાલી

શુકલની શાંત મય મુદ્રા, સરિતા સત્યની રેલી;
જીવન નિશ્ચય નીતી માંહે, વૃષે આનંદની હેલી. ૧

સ્વીકાર્યું નામ શુભ હિંમ્મત, જીવનમાં હામ ભરનારો;
નશીબા પર રમે બાજી, ધીરજનુ ધ્યાન ધરનારો. ૨

વિચારો ઉચ્ચ ને ઉન્નત, વહાવે આત્મની માંહે;
સદા સંતોષ માનીને, ઉંઘે જગદીશની છાયે. ૩

ભલા ભગવાનની આશા, કદી વ્યાધી નહિ રાખે;
ભરૂસો ભાગ્યનો માની, ઝુલે નિજ હામની ખાટે. ૪

અનુભવ આગની ભઠ્ઠી, જલાવે વીર મસ્તાનો;
જીવન હિંમ્મત તણી ભઠ્ઠી, ધખવતો આજ એ શાણો. ૫

નલીન બાબો દીસે પુત્રો, કમળ સમ નામ પત્નીનું;
રહો દીર્ઘાયુષી સર્વે, વહો જળ પાન ભક્તિનુ. ૬

કરૂં છું કાવ્ય રચના હું, દિપક યોગીશનો કરતો
સદા મસ્તી જગાવીને, પ્રભુનો પ્રેમ રસ ભરતો. ૭

ભલા ભગવાનની છાયા, સ્વીકારી શુકલની માયા;
બન્યો છું દાસ હું એનો, જીવનમાં સ્નેહ ઉદ્ભવતો. ૮

❧

વીર નર શેઠ શ્રી સારાભાઇ ડાહ્યાભાઈના
જીવનની રૂપ રેખા.

# મર્હુમનો ઝળકતો જીવન દ્વિપક

આ વીર નરના જીવનની રૂપ રેખા આલેખતાં પહેલાં મારા પોતાના વિચારો જણાવવા ઉચીત સમજી નમ્ર નિવેદન કરૂં છું કે જગત એ વીર નરના શામ પડદા ભલે નિરખતું હોય પરંતુ હું તો એની વિરતાના પ્રકાશનેજ ગૃહણ કરી કેવળ એના વીરગુણોને જ ઉદભવું છું. જગત એ વીર નરના જીવનમાંથી કેવળ તત્વનેજ ગૃહણ કરવાને પોતાની વિશાળ બુદ્ધિ અપનાવે એટલીજ પ્રાર્થના સાથે વીરમતાં મારી કલમને આગળ ધપાવું.

! જેની રોશનીથી એક વખત જાહેર જનતા ઝઝૂમતી હતી તે જીવનદિપક આજે વીરતાના ઓજસે વિરામ પામ્યો.

! જેની બુદ્ધિમતા અનેક રાજવીઓ અને અંગ્રેજ ઓફીસરોમાં ઝગમગતી હતી તે વિશાળ બુદ્ધિ આજે વ્યાપારના ભેદી સપાટે નાશ થઇ ગઈ.

! જેની ધીરજ અને સાહસિકતા અનેક માનવોને ડગમગાવતી હતી તે અણધાર્યા પંથે વિરામ પામી ગઇ.

! જેની શક્તિ અને હામ એક અજોડ ખેલાડી તરીકે તરવરતાં હતાં તે સર્વ આજે અકાળે વેરાન બની ગયાં.

! જેના જીવનની ક્ષણો પોતાના કામ માટે નહિ એટલી અવરની શેવામાં આંત્રિક તમન્ના સાથે ઝઝુમતી તે કાળના ભેદી ઝપાટે અંધકારમાં પ્રવેશી ગઇ.

ધન્ય હો ! એ વીર નરને કે જેણે હાસ્યવદને મૃત્યુની શૈય્યા બિછાવી કાળને ભેટી લીધો. લાડી વાડી અને વૈભવની વિભૂતાઓને એક ક્ષણમાં ઠોકરે મારી ઇજતને અમર બનાવવા પોતે બંધાવેલ શેરીસાના તિર્થ ધામમાં અંતીમ પ્રેમનો કટોરો ગોળી મૃત્યુની નિંદ્રામાં પોઢી ગયો.

કયાં છે ? આજે એ વીરનરની બુઝાએલી જયોતને સચેત બનાવનાર વીર કયાં છે ?

જૈન સમાજ ! તારાં આંતર ચક્ષુઓ ખોલી ઘડીભર વિચારજે ! અને તારી આસપાસના જગતમાં નિહાળજે કે એ વીર નરના જીવન દિપકને ઝળકાવે એવો વીર તારી નજરે ભાસે છે ? નહિ જ.

વંદન હો ! એ વીરનરની વિરતાને કે એ મૃત્યુની શૈય્યામાં–પોઢયા છતાં વિરતાના પંથે તો અમર જ છે.

કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત;
રણમાં મરતા કેસરી, રાખ્યા નહિ રહંત.
વીર પુરૂષ એ નિવડયો, કાયર નહી કહંત;
સિંહ સમો ઘૂમતો હતો, ગાજ્યો મેઘ સમંત.
મર્યાં છતાં એ અમર છે, અવિચળ નામ રહંત;
એવો વિરલો નવ મળે, વાણી વિશ્વ વદંત.

રાજનગરમાં આવેલ રતનપોળમાં હાથીખાનામાં વસતા શ્રી જનશ્વેતામ્બર મૂર્તીપુજક વીશાઓસવાળ જ્ઞાતિમાં કહાતા નગરશેઠના કુટુંમ્બી શેઠ ડાહ્યાભાઇ અનોપચંદના પુન્ય પત્ની શ્રી ઉજળીબાઇની કુક્ષીએ સંવત ૧૯૪૩ ના ભાદરવા વદ ૯ ના રોજ આ વીર નરે જન્મ ધારણ કર્યો હતો.

આ વીર રત્નને જન્મ આપનાર વીરમાતા હજુ વિદ્યમાન છે.

શ્રવણ મુજબ શેઠ ડાહ્યાભાઇ અનોપચંદ પણ સટ્ટાના વેપારમાં એક બાહોશ અને અજોડ ખેલાડી હતા. આજે પણ ઇંદોરની દિવાલે દિવાલે તેઓનુ નામ મશહુર છે કે અફીણના વેપારમાં તેઓ એક અજોડ ખેલાડી હતા. જે વિરતાના ઓજસો પિતાશ્રીમાં હતાં તેજ વિરતાના ઓજસે આ વીર નરનો જન્મ થયો. શકિત અને હામ તેની સાથેજ જનમ્યાં હોય તેવી

તેની બાલ્યચેષ્ટા અને ચકોર નયનો સાથે હાસ્ય વદન અને વીરક્રાન્તિ આસપાસના માનવો અને કુટુંબી જનોને આનંદ મુગ્ધ બનાવતા.

બાલ્ય અવસ્થા અતિ લાડભાવ અને શ્રીમંતાઇના ઝોલે પસારતાં યુવાન વયે ખીલવા માંડયા અને યોગ્ય ઉંમરે—અભ્યાસમાં જોડાયા. પિતાશ્રી તેઓની નાની વયમાંજ સ્વર્ગસ્થ થયા હતા એટલે ભાવીના જીવનની પુર્ણ જવાબદારી યુવાન વયથીજ પોતાના શીરે ઝઝૂમેલી.

સદભાગ્ય એ વીર માતાનાં કે જેની કુક્ષીએથી આ વીરરત્ન સાંપડયું.

એક જુની કહેવત છે કે—

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં સૂર;
નહિતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

મેટ્રીક સુધીનો અભ્યાસ કરી ભાવીની જીવન નૈયાને આગળ ધપાવવા વ્યાપારમાં જોડાયા. ધીરે ધીરે વ્યાપારની તમામ ચાવીઓમાં કુશળ અને માહીતગાર બની વ્યાપારના પંથે જીવન નાવ હંકારવા માંડયું.

ઉત્તમ ગ્રહો અને વિશાળ બુદ્ધિમતા વિરતાના વેગે ઝઝૂમવા લાગી અને દીનપ્રતીદીન વિરતાનો પ્રકાષ ઝગમગ ઝગવા માંડયો. અને કીર્તીની દિવાલો અજોડ બુદ્ધિ પ્રાધન્ય સાથે વધવા લાગી:

આ વીર નરની વીર કાંન્તિ-હાસ્યવદન અને ચકોર નયનો સામાન્યમાં સામાન્ય માનવ સામે ઝઝૂમતાં. જીવન પ્રેમની ઉંચ્ચ-કક્ષાએ પહોંચેલ આ વીર નરમાં મૈત્રીભાવનો એવો અજબ ગુણ હતો કે શ્રીમંતાઇની ખુમારી નહિ રાખતાં દુનીયાના મોટાથી નાના ગણાતા હરેક માનવની સાથે પ્રેમનીર વ્રષાવતા. આજના શ્રીમંતાઇના યુગમાં આવી પ્રેમભાવના ભાગ્યેજ નિહાળશો.

પોતાના કામ માટે નહિ એટલી શકિત અવરના કામ માટે ગરીબઇ અગર અમીરાઇનો ભેદભાવ રાખ્યા શિવાય-તેઓ પોતાના અંતરની તમન્ના સાથે ભભકાવતા. પ્રભાતના ચારથી જાગૃત થવા બાદ રાત્રીના બાર સુધીનો ટાઇમ એ ગમે તે અને ગમે તે કાર્યમાં જ વિતાવતા. પરંતુ જીવનની એક ક્ષણ તેઓએ કામ વગર નહિજ ગુમાવી હોય એ તેઓના જીવનમાંથી જાણવાની એક અમૂલ્ય વિભૂતી છે.

આ વીર નરના દ્વારે કેટલાયે માનવો પોતાના જુદા જુદા કાર્ય સારૂ જ્યારે જોવામાં આવે ત્યારે હરકોઇ નિરખવામાં આવતા. કેટલીક વખત પોતાનો જમવાનો ટાઇમ છોડી દઈને તેઓ બીજાના કામ માટે પણ ચાલ્યા જતા. આવી અનેક તકો એને અવરની શેવામાં ગુમાવી છે. એનો જે આખો ઈતિહાસ આ સ્થળે આલેખવામાં આવે તો તેની સીમા રહે નહિ.

આ વીર નરના બ્રેઈન બાબત મોટા મોટા ડોકટરો પણ એક વખત વિસ્મય બન્યા હતા. હીરા અને રત્નની ખાણો તો જવલ્લે જ મળી આવે પરંતુ પત્થરના પહાડો તો જ્યાં જુઓ ત્યાં નજરતળે તરી આવે છે.

આ વીર નર શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી કે જે જૈનોના આખાયે હિંદુસ્તાનમાં આવેલા તિર્થસ્થાનોની એકજ ધાર્મિક સંસ્થા છે. તેની કમીટીના મેનેજીંગ મેમ્બર તરીકે ઘણા વર્ષો સુધી રહ્યા અને મરણ પર્યંત સુધી તનમન અને ધનના ભોગે તે સંસ્થાની અનહદ શેવા બજાવી છે. કાઠીઆવાડમાં આવેલા પાલીતાણા ગામમાં શ્રી શત્રુંજય તિર્થને સારૂ સ્ટેઇટ અને પેઢી વચ્ચે ઝગડો ઉભો થયો તે સમયે પણ આ વીરનરે પોતાની તમામ શકિત એ તિર્થની પુનીત શેવામાં સમર્પી હતી. આજે એ જૈન સમાજના ભીંતરમાં ઉતરી જોઇએ તો હરેકના મુખેથી એજ પ્રશ્ન નિકળશે કે આપણા જૈન સમાજમાં બહાદુર શેવાભીલાષી અને કાર્યદક્ષ આ એકજ વીરનર હતો. એટલું જ નહિ પરંતુ દુનીયાની દૃષ્ટિએ પણ એક બાહોશ અને શૂરવીર મનાતો હતો. સમાજના આંગણે આજે એની જોડી ભાસતી નથી. એ સ્પષ્ટ અને ખાત્રી પૂર્વક છે. જૈન સમાજના અંતરનોજ આ એક ઉંડો અવાજ છે.

સંવત ૧૯૭૬ ની સાલમાં આ વીર નરે શ્રી કેશરીઆજી તિર્થનો છરરી પાળતો સંઘ કાઢી બે લાખ રૂપીઆ જેવી મોટી રકમનો પુન્ય પંથે ઉપયોગ કર્યો હતો. અને જે શેરીસા તિર્થસ્થાન હું આગળ લખી ગયો છું તે તિર્થસ્થાન બંધાવવામાં બહોળા પ્રમાણમાં લક્ષ્મીનો સતપ્રયોગ કરી આખરે એજ તિર્થ ધામમાં મૃત્યુની શૈય્યા બિછાવી.

આ વીરનરની ભાગ્ય રેખા એટલી બધી પ્રબળ હતી કે મોટરની રાતોરાત મુસાફરીમાં મોતના પંથેથી તેઓ કેટલીકવાર આબાદ બચેલા.

આ વીર નરે અમદાવાદ મ્યુ. માં લોકનિયુક્ત મેમ્બર તરીકે લાંબા સમય સુધી શેવા અર્પી હતી.

સને ૧૯૩૬-૩૭ સુધી અમદાવાદના જાણીતા જુના શેર બજારના તેઓ પ્રેસીડેન્ટ હતા.

સટ્ટાના વેપારમાં તેઓ એક અજોડ ખેલાડી હતા કે લાખો રૂપીઆની હારજીતના પંથે જરા પણ ગભરાતા નહિ પરંતુ કટર સંજોગોમાં પણ એનુ હાસ્ય વદન અને મુખાકૃતી અજબ ભાસતી. વેપારના સંબંધની એના મગજ ઉપર કદાપિ અસર નહિ થતી કે કોઈ પણ માનવ એના મનોબળને પરખી શકે. એવી સાહસિકતાથી એનુ હૃદય મંદિર ભરેલું જ રહેતું.

આ વીર નરને દેશી રાજસ્થાનો સાથે એટલો બધો ગાઢ સંબંધ હતો કે જેની તુલના કરવી અશક્ય થઇ પડે. હરેક રજવાડાઓના ભેદી કામમાં પોતે માથુ મારતા અને એવી રીતે કેટલાયે રજવાડાના કામમાં પોતે ઝઝુમ્યા છે. જેના કેટલાયે દાખલાઓ આજે અસ્તિત્વ ધરાવે છે.

હિંદુસ્તાનના વાઇસરોય અને ગવર્નરો આદી અંગ્રેજ ઓફીસરો સાથે પણ એટલોજ ગાઢ સંબંધ ધરાવતા હતા. એક વખત સોરઠના આંગણે પાલીતા-ણાના ઠાકોરે લોર્ડ વીલીંગડન સાહેબને પોતાના મહેમાન તરિકે નોતરેલા જેની સ્પેશીયલ ટ્રેઇન પાલીતાણા સ્ટેશન ઉપર આવતાં સ્ટેશનના ખૂણામાં એક બાંકડા ઉપર આ વીરનર બેઠેલા હતા. લોર્ડ વીલીંગડન અને તેઓનાં બાનુ સાહેબ ડબામાંથી ઉતરતાં હતાં કે તુરતજ બાનુ સાહેબની નજર બાંકડા ઉપર પડતાં તરતજ તેઓએ આ વીરનરની પ્રથમ મુલાકાત લીધી. આટલાજ દ્રશ્યથી સમાજ સમજી શકશેકે એની બુદ્ધિમતા કેટલી અજોડ હશે.

શેઠ કસ્તુરભાઇ લાલભાઈ ને યુગના આદર્શપંથે આગળ લાવવામાં તેમજ રીઝર્વ બેન્કના ડીરેકટર થયા તેમાં પણ આ વીરનરની પુર્ણ જહેમત અને ધગશ હતી. જે જગતે પ્રત્યક્ષ જોયું છે અને જાણ્યું છે.

આખરે વ્યાપારના ભેદી તોફાને નાવ હંકારતાં આ વીરનર એકજ ઠોકરના પરીણામે આ ફાની દુની-યાનો ત્યાગ કરી કેવળ ઇજતને અમર બનાવવા સંવત ૧૯૯૪ ના અસાડ સુદ ૨ ના રોજ રાત્રીના સાડા દસના સુમારે પોતે બંધાવેલ શેરીસાના ધામમાં જગતને છેત્ર-ટના પ્રણામ કરી મૃત્યુની નિદ્રામાં પોઢી ગયા. આ દુઃખદ સમાચાર ફેલાતાં જગતના ચારે ખૂણામાંથી મર્હુમના આત્માને અંજલી અર્પતા અસંખ્ય પત્રો અને તારોની વૃષ્ટી થઈ. મર્હુમ પોતાની પાછળ ચાર દીકરા પાંચ દીકરીઓ અને વયોવૃદ્ધ માતા આદી બહોળુ કુટુમ્બ મુકી સ્વર્ગસ્થ બન્યા છે.

ટુંક નોંધઃ—

લક્ષ્મીની આ જગતમાં અપાર માયા છે કે જેનુ આ એક રેખાચિત્ર સમાજની સામે જળહળી રહ્યું છે. લાખો રૂપીઆની હારજીત કરનાર સાચો શેવાભીલાષી સર્વને પ્રેમથી નિરખનાર બાહોશ બુદ્ધિમાન સાહસિક અને વિરતાનો દિપક કેવા રીતે બુઝાયો તેના શામ પડદા નહિ નિરખતાં આ ટુંક જીવનકથાથીજ માનવ પોતાની બુદ્ધિને વિશાળ પંથે પ્રેરી તત્વને સમજી શકશે. લક્ષ્મીના તાપમાં કેટલાયે માનવો હોમાઈ ચૂકયા છે, અને કેટલાએ આત્મઘાત કર્યાં જેનો આ એક કરૂણ ચિતાર સમાજ

સમક્ષ આજે તરવરી રહ્યો છે. લક્ષ્મી ચપળ છે એનુ મિથ્યાભીમાન કરવું એ પણ કેવળ માનવને અધોગતીમાં નાંખવાની એક ખોટી તમન્ના છે.

જેણે પરદુઃખભંજન શક્તિ માટે પોતાનો તન મન અને ધનથી ભોગ આપ્યો હશે તેજ વીરનરોની કીર્તી જગતની દષ્ટીએ અમર મનાય છે. જેના સંબંધમાં આ રેખાચિત્ર આલેખવામાં આવ્યું છે–તે પણ તે પૈકીનો એક સાચો વીર હતો.

જે સમાજમાં લક્ષ્મીની જ કીંમત હોય તે સમાજ વિરતાની કીંમત કેવી રીતે આંકી શકે ? સમાજે આજે કેવળ લક્ષ્મીની ખાતરજ આ વીરરત્ન ગુમાવ્યું છે એમ કહેવુ જરાયે અતિશયોકતી નહિ જ મનાય.

શ્રીમંતાઇના સુભટો જરા શરમાઓ ! એકજ વહેલમાં સાથે–બેસી ખાનપાન ભોગવનારાઓ તમારા આત્માને ઘડીભર પુછશો ? કે એ તમારો વીર મિત્ર આજે કયાં ગયો ? અને શા માટે આ ફાની દુનીઆનો એણે ત્યાગ કર્યો ! તેનો પ્રત્યૂતર તમો તમારી સ્વબુદ્ધિએ પુછી વાકેફ થશો.

| સંવત ૧૯૯૫<br>ફતાસાની પોળ<br>નવિપોળ<br>અમદાવાદ. | સર્વના શુભેચ્છક<br>કિંકરદાસના<br>જયવંદન. |
|---|---|

## શિખરીણિ.

ખીલ્યુ ઝબકે ઝળકયું,
　　　　મન વિરમતું એ ઉડી ગયુ;
સૂગંધે મહમહતું,
　　　　પણ અકાળે એ ખરી ગયું.
પચક પથકે વિલસ્યું,
　　　　અવનવ રીતે વિરલ વાટે;
ખરી ગયું વંટોળે,
　　　　પવનના ભેદી ઝપાટે—૧

નતી આશા એવી,
　　　　પર જીવનને દુઃખ અર્પે;
પણ ખીલ્યું જે પંથે,
　　　　ડંખ આપ્યો એજ સર્પે.
અવરના દુઃખ માટે,
　　　　નિજ જીવનનો ભોગ આપે;
દીસે એવા થોડા,
　　　　પરતણાં જે કષ્ટ કાપે.—૨

નિરખશો ગત ન્યારી,
　　　　ભાગ્ય કેરી અજબ છાયા;
બન્યું ને શું બનશે,
　　　　કાળ ચકરે કંઈ ફસાયા.

ભલું બુરૂ નિરખો,
જગતની છે ભિન્ન માયા;
ભૂલે ડાહયા શાણા,
શૂરવીર નરો રંક રાયા—૨

દિપક કીર્તી કેરો,
નવ બુઝાતો ઝગમગ ઝઘે;
સમય સમયે ફરતો,
શુભ મિનારો નવ ડગ મગે—૩

સુજસ જળ રેડાયાં,
વીર કહાયો ચોદીશામાં;
ગજબ બુદ્ધિ વિરતા,
નિરખશો એની કથામાં—૪

બન્યું શાને આવું,
શામ પડદા નહિ નિરખશો;
વિરલ રત્ન ગુમાયું,
ફરી નવ મળે એ સમજશો.
વિલાસી જે કુક્ષી,
એહ માતાને નમન છે;
નથી કાયર માટે,
વિરલ નરનાં આ વચન છે—૫

જીવી જાણ્યું એને,
મરણ ભેટ્યું હાસ્ય વદને;
પીધો પ્રેમ કટોરો,
પંથ પકડ્યો પ્રેમ વદને.
જીવન જ્યોત બુઝાવી,
સોડ તાણી અંત બિછાને;
વિરલ નર સારા ભાઇ,
વિરલ પંથે મન વિરામે--૬



( પ્રાણિયા ભજીલેને કીરતાર—એ રાગ )

તું હવે રડેછે શાને મનવા;
હંસ ચલે પરદેશ.
માયા ડુંગર મોહ ગુફામાં,
માન્યો મન વિશ્રામ;
મારૂં મ્હારૂં કરતાં નિસરે,
કંઇ નહિ આવે કામ રે. તું૦

મારા માટે જગસહુ રડતું,
ત્હારૂ નહિ દેખાય;
તો પણ મારૂં કરવા માટે,
માયામાં ભરમાય રે. તું૦

બાગ બગીચા મહેલ મિનારા,
ખમા ખમા રખવાળ;
એ પણ નિસરે ખાલી હાથે,
પકડે આવી કાળ રે. તું૦ ૩

પુત્ર વનિતા સાથ સંબંધી,
જુઠી જંગ જંજાળ;
ધન વૈભવ લક્ષ્મી ને માટે,
કરતા સહુ પંપાળ રે. તું૦ ૪

લોક મહીં લખપતી કહેવાયો,
કીર્તી અપરંપાર;
ત્હારા માટે કંઇ નહિ કરીયું,
ફોગટ ફાંફાં માર રે. તું૦ ૫

વીધી મહીં જે લેખ લખાયા,
ટાળ્યા કેમ ટળાય;
છતાં મૂરખ મન મારૂં માની,
ભાન ભૂલી ભટકાય રે. તું૦ ૬

પાછળ પોક મૂકે સહુ મોટી,
નારી સુત પરિવાર;
માયા ખાતર માંથાં પટકે,
રડતા આંસુ ધાર રે. તું૦ ૭

આપ્ત જનોના માટે મૂરખ
ફર્યો દિવસ ને રાત;
પરમારથ કે પુન્ય કર્યું નહિ,
પછી કરે સંતાપ રે. તું૦ ૮

વાંસ તણી ઠ્હેલે તું નિસરે,
ખોખરી હાંડલી સાથ;
રામ રામ કહી ઠ્હેલ ઉઠાવે,
બળી થયા કંઈ ખાખ રે. તું૦ ૯

કિંકર વિનવે મૂરખ મનને,
તુજ સાથે નહિ કામ;
હંસ અમારો અજર-અમર છે,
જશું પ્રભુના ધામ રે. તું૦ ૧૦

卐

# કાવ્યોની અનુક્રમણિકા

| નંબર | વિષય | | | | પેજ |
|---|---|---|---|---|---|

**ગરબાઓ**

## એક તારાનાં ભજનો



# ભલા ભગવાનના તરંગો

અજાણ્યા માર્ગે પ્રવેશતાં ભોમીયાની જરૂર પડે છે,
તેમ મુક્તિના પંથે વિચરતાં આત્માર્થીને
ભોમીયાની જરૂર પડે છે.

૧

કલ્યાણ

જય જય જય ભગવાન નિરાળા,
તુમ બીન કોઇ ન તારણહારા. જય૦ ૧
વિશ્વંભર પ્રભુ એક કહાતા,
સકળ જગતમાં નિત્ય ભજાતા;
દીન બંધુ ભગવાન અમારા. જય૦ ૨
સંકટ ટાળો પાર ઉતારો,
ભવભયનાં પ્રભુ દુઃખ સંહારો;
સકળ જગતના પાલનહારા. જય૦ ૩
કિંકર બાળક શીર નમાવે,
તુંહી તુંહીના સહુ જન ગુણ ગાવે;
ધર્મ ધુરંધર જગ પ્રતિપાળા. જય૦ ૪

૨

( રાગ—તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો )

પ્રભો અંતર્યામી જીવન જીવના,
નાથ છો આપ મારા;
સકળ સુખના ગામી દુઃખહર પ્રભો,
મુક્તિના છો કિનારા;
ભિન રીતે ભજવાતા ઘટ ઘટ મહી,
નાથ મોંઘા મિનારા;
વિવિધ નામે ભાસો પથક પથકે,
વિશ્વથી છો નિરાળા. ૧

ગતી ત્હારી ન્યારી અવિચળ દશા,
બ્રહ્મમાં નાદ બજવો;
અકળ માયા ભાસે અવનવ રીતે,
ચોદીશા ઘંટ ગજવો;
અહોહો ઓ સ્વામી દીન દયાળુ,
સૃષ્ટીને પાળનારા;
પતિત પાવન પ્રેમી ભવ ભય તણા,
દુઃખને ટાળનારા. ૨

તરણુ તારણુહારા પ્રિયતમ પ્રભો,
સ્હાય ત્હારી સ્વીકારી;
અગહર દીન બંધુ જીવનદાતા,
માળ મોંઘી અમારી.

નથી ચંદન પુષ્પો ધુપ દિપક કે,
કપુરની વાસનાઓ;
ક્ષમા ચંદન પુષ્પો પ્રેમ જળ ને,
ધીરજની યાચનાઓ. ૩

કરૂણુ હૃદયે વિનવું સુખકર પ્રભો,
વિશ્વને તારનારા;
દુઃખી અમ અંતરના જીવન જાદવ,
નાથ છો પ્રાણુ પ્યારા;
નમું હું કર જોડી દીન દયાળુ,
દોષ સહુ માફ કરજો;
કૃપાસિંધુ સ્વામી પ્રિયતમ પ્રભો,
ભવ તણાં દુઃખ હરજો. ૪

દિવાનો કિંકરદાસ.

3

રાગ—ઉપરનો.

સૃજન શ્રેષ્ઠી સાચો હૃદય પ્રેમી,
મિત્ર જન કયાં મળે આ;
નયન ચોદીશ ફરકે હૃદય થડકે,
મિત્ર જન કયાં જડે આ;

વ્રષે ગગન ગજાવે મેઘરાજા,
ઈંદ્ર ધારે વરસતો;
ચતુર્માસે વનમાં વૃક્ષ વાડી,
પાનને એ ખીલવતો. ૧

અજબ ઘટના એની વીજ ચમકતી,
વાદળી શામ ભાસે;
ઝબક ઝબકે રજની મધુર લહેરે,
પુર્ણીમા ચંદ્ર વાસે;
વસંતે વન ખીલે ટહુક ટહુકે,
મોરલો નાદ કરતો;
ખીલે પર્વત પહાડો મસ્ત મનમાં,
હર્ષનાં પુર ભરતો. ૨

જીવન મૈત્રી એવી અખૂટ ધારા,
પ્રેમ જળ જ્યાં વ્રષે છે;
દુઃખી અંતર ઠરતાં શીતળતાથી,
આગ મનની બુઝે છે:
અખૂટ મૈત્રી ધારા જળ વ્રષાવે,
એ મળે મિત્ર જન ક્યાં ?
નયન વહેતી ધારા દુઃખદ આંસુ,
હર્ષથી એ લુછે ત્યાં. ૩

મળો મિત્રો એવા અમ જીવનને,
સત્ય પંથે ચઢાવે;
વિશુદ્ધ જળની ધારા મન પ્રષાવી,
દિવ્ય પંથે વળાવે;
પ્રત બિછાને સૂતાં પ્રભુ પ્રભુની,
જય ધૂનીને જગાવે;
ભજન ભક્તિ રસના મધુર સ્વાદે,
મુક્તિનાં સુખ પાવે. ૪

દિવાનો કિંકરદાસ.



૪

રાસ.

લાગી ગયો મને લાગી ગયો,
પ્રભુ ભક્તિનો રંગ મને લાગી ગયો–ટેક
માનવીનાં વેણુડાં મહમહતી ભાવના,
નિંદરથી આતમા જાગી ગયો–પ્રભુ૦ ૧
કંઈક કહે કાનુડો કાન સમો રાચતો,
વાંસળીનો વીરનાદ વાગી રહ્યો–પ્રભુ૦ ૨
સોહમ્‌ની દેરીયો સંતોની શેરીયો,
તુંહી તુંહી રોમ રોમ વળગી રહ્યો–પ્રભુ૦ ૩

ગુરૂ ગમની ગાંઠડી બાંધે છે વીરલા,
કર્મ તણો ડુંગરડો ઉભો થયો–પ્રભુ૦ ૪

કંઇકને હસાવતો કંઇકને રડાવતો,
શ્રદ્ધાનો ટેકીલો સિંધુ તર્યો–પ્રભુ૦ ૫

એકલડો રમતો તો ડેલીને શેરીયે,
શાંતિનો સંગ મહા પુન્યે મળ્યો–પ્રભુ૦ ૬

ભાવ ભરી ભૂંગળ ને વચનોની વાંસળી,
કિંકરમાં કાવ્યનાદ કયાંથી થયો–પ્રભુ૦ ૭



૫

હરિગીત

હું જાઉં છું ત્યાં કોઇ પણ,
સમજ્યા વીના જાશો નહિ;
નિશ્ચય વિના એ રોશનિમાં,
કોઇ પટકાશો નહિ;
ત્યાં આગ અનુભવની જલે,
સોહમ ધૂની ચાલ્યા કરે;
એ આગની ભસ્મી લગાવી
મસ્ત ત્યાં મ્હાલ્યા કરે....૧

સૂત્રો હરિષ્યામી તણાં,
ત્હારૂં પ્રથમ લેશે હરી;
એ હામ તુજમાં હોય તો,
તું ચાલજે નિશ્ચય કરી,

મસ્તી જીવન જાગે પછી,
વિષપાન અમ્રત એક છે;
આ લોકને પર લોકમાં,
તુંહી નામનો સંદેશ છે....૨

માયા તણા મહેલો અરેરે,
કંઇકના ભાગી ગયા;
વૈભવ અને પરિવાર માટે,
કંઇક ત્યાં રોતા રહ્યા.
સ્વાગત નથી ત્યાં કોઇ માટે,
માન કે અપમાનનું;
પરવા નથી આ જગતની,
રોશન ભલા ભગવાનનુ....૩

માયા જીવન છોડયા પછી,
ભગવાનને ભેટી શકો;
એ મોહની છોડયા વિના,
ત્યાં કોઈ નહિ ફાવી શકો;

કિંકર ભલા ભગવાનની,
જ્યોતિ નિરખવા જાય છે;
વર્ષો થયાં એ દાસ બનવા,
રાત દીન અથડાય છે....૪



૬

હરિગીત

મારા મરણુની પાછળે,
આંસુ નહિ વરસાવશો;
આનંદ ને મંગળ તણી,
ભક્તિ વીણા વગડાવશો;
ભવ ચક્રમાં ફેરા ફર્યો,
હું લક્ષ ચોરાશી મહી;
માનવજીવન મોંઘુ મળ્યું,
ભક્તિ સુધા ઘટમાં વહી....૧
સૂત્રો હરિષ્યામી તણાં,
અનુભવ તણી વાડે ચઢયો;
મારા કરેલા કર્મનો,
ડુંગર મહાન ખડો થયો;
ગુરૂ તત્ત્વની ભિક્ષા મહી,
હું રાતદીન ભટકયા કરૂં;

ભગવાન જગમાં છે ભલો,
એ રોશની ઘટમાં વરૂં....૨

કાવ્ય રચનાની કળા,
મન મંદિરે કયાંથી થઈ;
એ શોધની ચાવી મહો,
હું પુર્ણતા પામ્યો નહિ;
અજ્ઞાનના અંધારમાં,
જ્યોતિ દિપક સળગી રહ્યો;
પ્રભુ નામની જય જય વીણાનો,
ઘંટ ત્યાં વાગી રહ્યો....૩

મિત્ર જન શાંતિ મળ્યો,
ગુરૂદેવ પણ શાંતિ મળ્યો;
મારા જીવનનો એક બેલી,
નાથ મેં એને ગણ્યો;
કિંકર કહે કયારે જશું,
એનો હજુ પત્તો નથી,
જાવું જરૂર દુનીયા તજી,
એ વાત હું ભૂલતો નથી....૪

## ૭

### ગઝલ

ભલે હો જન કે વિષ્નુ, ભલે હો પીર પયગંબર;
ભલે હો ક્રાઇસ કે ઇસુ, પ્રભુ છે એક દુનીયામાં ...૧

ભલે હો રામ ભજનારા, ભલે ગોસાંઇ કે બાવા;
ભલે હો શ્રી હરીવાળા, પ્રભુ છે એક દુનીયામાં....૨

ભલે હો શીવના પ્યારા, ભલે જરથોસ્ત ભજનારા;
પૂકારે સર્વ જન નિત્યે, પ્રભુ છે એક દુનીયામાં....૩

પૂજારી રામના પ્યારા, ભલેને રામ ધૂન જગવે;
ભજે જૈનો જીનેશ્વરને, પ્રભુ છે એક દુનીયામાં....૪

ઇસુનેક્રાઇસ ભજનારા, કરે છે પ્રાર્થના નિત્યે;
છતાં મન મંદિરે ધ્યાવે, પ્રભુ છે એક દુનીયામાં...૫

ખૂદાની ખોજ કરનારા, પૂકારે નામ અલ્લાનું;
ભજાતા સર્વમાં નિત્યે, પ્રભુ છે એક દુનીયામાં....૬

હજારો નામથી એને, જગતનાં માનવી ગાવે;
વિચારો ભિન્ન સર્વેના, પ્રભુ છે એક દુનીયામાં....૭

હૃદયના રોગને બાળો, પછીથી એક દેખાયે;
દિવાનો દાસ કિંકર કહે, પ્રભુ છે એક દુનીયામાં...૮



## ૮

### ગઝલ

ભલા ભગવાન તું મેરા, તુજે કૈસે રીઝાવું મે;
ન ઐસી ચીજ દુનીયામે, તેરા ચરણોમે લાવું મેં. ૧

ચઢાવું ભેટ તુજ ઉપર, યહી અપમાન તેરા હય;
જગતકો ભેટ તું દેતા, ઉસીસે કયા મનાવું મેં. ૨

નહિ ભક્તિ નહિ શક્તિ, નહુમે દાન દાતારી;
ભિખારી આપ ચરણોકા, મુખે જયજય બજાવું મેં. ૩

જગત હે પુષ્પકી વાડી, બગીચા ભિન્ન શહેરોંકા;
યહી માયા સભી તેરી, ઉસીસે કયા મનાવું મેં. ૪

ઝળકતી વિશ્વમે જ્યોતિ, તેરા રોશન ઘરો ઘર હય;
ઉસી જ્યોતિ મહી છોટા, દિપકકો કયા જલાવું મેં. ૫

અજબ માયા પ્રભો તેરી, સમજદારો નહિ સમજે;
ન હો શક્તા કભી વર્ણન, પ્રભો કૈસે મનાવું મેં. ૬

ક્ષમાસાગર ભરા તુજ મેં, ક્ષમા સબકો તુંહી દેતા;
મેરાહી દોષકી માફી, લીયે કથની સુનાવું મેં. ૭

ભલા ભુંડા ભિખારી હું, દિવાના બાળ મેં તેરા;
દયાકર દાસ કિંકરપે, ધૂની તેરી જલાવું મેં. ૮

૯

### ગઝલ

નજુમી એક દુનીયાનો, જગતના ન્યાયને ચૂકવે;
ત્રિભુવનમાં થતી હાકલ, અદલ ઇન્સાફ એનો છે. ૧

દીસે કાનુન કર્મોના, મુકદમા પાપ પુન્યોના;
જુબાની સત્ય લેવાતી, અદલ ઇન્સાફ એનો છે. ૨

બને સહુ કર્મના કેદી, છુટે વારંટ કીસમતનાં;
કબુલાત કામ ના આવે, અદલ ઇન્સાફ એનો છે. ૩

વકીલોની વકીલાતો, નહિ ત્યાં કામમાં આવે;
પ્રપંચી ત્યાં નહિ ફાવે, અદલ ઇન્સાફ એનો છે. ૪

કરો તેવું ભરો ભાઈ, હિસાબો ત્યાંજ લેવાશે;
કદી મિથ્યા નહિ થાશે, અદલ ઇન્સાફ એનો છે. ૫

હુકમ જગદીશનો છુટતાં, પકડશે કાળ આવીને;
ફસો યમદૂતના ફાંસે, અદલ ઇન્સાફ એનો છે. ૬

જજોને હાકમો અહીંયાં, ભલે અન્યાય આચરતા;
ચૂકાદા ત્યાં નથી ફરતા, અદલ ઇન્સાફ એનો છે. ૭

ખુશામત ત્યાં નહિ ચાલે, પ્રભુ કેરી કચેરી છે;
દિવાનો દાસ કિંકર કહે, અદલ ઇન્સાફ એનો છે. ૮

## ૧૦

### ગઝલ

જગતના માનવી જોજો, નયન ખોલી દીશા ચારે;
ભૂલાં શાને ભમો શાણા, ત્હમારૂં છે તમો પાસે. ૧

નહિ મંદિરમાં ભાસે, નહિ વૈભવ મહી વાસે;
નથી મળતું અવર પાસે, ત્હમારૂં છે તમો પાસે. ૨

ભૂલીને તન મહી ખોજો, અરેરે ધન મહી ખોજો;
હૃદય ખોલી જરા જોજો, ત્હમારૂં છે તમો પાસે. ૩

ઢુંડો દુનીયા બધી તોયે, ત્હમારૂં નવ દીસે કોયે;
પરાયામાં છતાં મોહે, ત્હમારૂં છે તમો પાસે. ૪

દિવાના થઇ ઝૂકયા શાણા, અભાગી કંઈક અથડાણા;
લૂંટાયા રાજવી રાણા, ત્હમારૂં છે તમો પાસે. ૫

મથ્યા જે માનવી શાણા, જીવનના તારને તાણ્યા;
પરાયામાં દીઠું ના ના, ત્હમારૂં છે તમો પાસે. ૬

ત્હમારામાં તમે જોજો, રહૃદયના મેલને ધોજો,
પછી મન મંદિરે જોજો, ત્હમારૂં છે તમો પાસે. ૭

નથી મેં માહરૂં જાણ્યું, ભલા ભગવાનમાં માન્યું;
દિવાનો દાસ કિંકર કહે, ત્હમારૂં છે તમો પાસે. ૮

૧૧

ગઝલ

બીજાની ભૂલ જોનારા, ભૂલો તું તાહરી જોજે;
પરાયાં પાપ ધોનારા, તું ત્હારા પાપને જોજે. ૧
બીજાને તું કહે પાપી, ભર્યું છે પાપ ત્હારામાં,
હૃદય મંદિરની માંહે, નયન ખોલી જરા જોજે. ૨
અવરનો ન્યાય કરનારા, કરે નહિ ન્યાય પોતાનો,
પરાયા શ્રાપ લેનારા, ગુન્હા તું તાહરા જોજે. ૩
નથી તું કોઇનો દુશ્મન, ન ત્હારો કોઈ દુશ્મન છે,
ક્ષમાવી સર્વ જીવોને, જગત તું મિત્ર સમજોજે. ૪
નિહાળ્યા દોષ નહિ ત્હારા, ભર્યા ત્હેં પાપના ભારા;
ટપકતી આંસુની ધારા, તું ત્હારા હાથથી લોજે. ૫
હૃદયનાં ચક્ષુઓ ખોલી, પછી તું માગજે માફી,
વ્રષાવા ભક્તિની ધારા, કરેલાં પાપ તું ધોજે. ૬
હજી છે હાથમાં બાજી, કરો કીરતારને રાજી;
દિવાનો દાસ કિંકર કહે, સદા તું તાહરૂં જોજે. ૭

૧૨

ગઝલ

હૃદયમાં રામ ના જાગ્યા, મુખે માળા જપ્યાથી શું ?
ભીંતરથી મોહ ના ભાગ્યા, પછી પોથી પઢયાથી શું ? ૧

ચઢાવી અંગ પર કફની, શરીરે ભસ્મને ચોળી;
અલખ જાગ્યા નહિ ઘટમાં, પછી બાવા બન્યાથી શું ? ૨

કુકર્મો હાથથી કીધાં, અજબ આનંદ માનીને;
પરાયા શ્રાપને લીધા, પછી ભક્તિ કર્યાથી શું ? ૩

ઉનાળે વીજળી ચમકી, વહુકયા વાવ ને કુવા;
ચુમાસે ખેત સુકાયાં, પછી વર્ષા થવાથી શું ? ૪

હજારોની હતી લક્ષ્મી, છતાં નહિ દાન દેવાયું;
કર્યું નહિ પુન્ય હાથેથી, પછી વાતો કર્યાથી શું ? ૫

જગતની જાળને છોડી, સ્વીકારી ત્યાગની ઝોળી;
છતાં નહિ આત્મનું સાધ્યું, પછી સાધુ થવાથી શું ? ૬

દિવાનો દાસ કિંકર કહે, અજબ મસ્તી જીવન કેરી;
જીવન જ્યોતિ નથી જાગી, પછી એને નમ્યાથી શું ? ૭



૧૩

કવાલી

ભલા ભગવાનની જ્યોતિ, ઝળકતી ચોદીશા માંહે;
જીવન જાદવ હમારા એ, કરૂં કોટી નમન નિત્યે. ૧

ભલા ગાવે બુરા ગાવે, સબળનિર્બળ બધા ગાવે;
જગતમાં સર્વ જન ભજતા, કરૂં કોટી નમન નિત્યે. ૨

સુબુદ્ધિ સર્વને આપે, કદાગ્રહ કલેશને કાપે;
અજબ છે રોશની એની, કરૂં કોટી નમન નિત્યે. ૩

અમારા નેત્રના તારા, પ્રભો પ્યારા પ્રભો પ્યારા;
જીવન અગ્ની બુઝવનારા, કરૂં કોટી નમન નિત્યે. ૪

અમારા એક એ બેલી, જીવન ઉદ્ધાર કરનારા;
શરણુ મહા પુન્યથી પામ્યા, કરૂં કોટી નમન નિત્યે. ૫

અનંતા વર્ષનાં સ્વપ્નાં, વિતાવ્યાં તોય પણ આજે;
લગન લાગી પ્રભો ત્હારી, કરૂં કોટિ નમન નિત્યે. ૬

દિવાનો દાસ કિંકર કહે, વિભૂતિ છે બધી એની;
જીવન નૈયાં ઝુકાવી છે, કરૂં કોટી નમન નિત્યે. ૭



૧૪

કવાલી

ભલા ભગવાન તું મારા, જીવનનાં સંકટો હરજે;
વૃષાવી રહેમ અમ ઉપર, કૃપા દ્રષ્ટિ સદા કરજે. ૧

તુંહી આધાર છે અમને, જીવનમાં ધૂન છે ત્હારી;
પ્રભુ ત્હારા બગીચાની, નિરંતર વાસના ભરજે. ૨

ભિખારી દાસ હું ત્હારો, ભલો ભગવાન તું મારો;
સ્વીકારી ભિખ ભક્તિની, જીવન આશા સફળ કરજે.

ભલા ભગવાનનો દિપક, ઝળકતો વિશ્વની માંહે;
તુંહી પદનું સદા રોશન, અમારા મંદિરે કરજે. ૪
સરોવર સ્નેહનાં રેલી, જીવન નૈયા કરો પાવન;
વહાવી સ્નેહનાં ઝરણાં, ક્ષમા રસ અંતરે ભરજે.૫
અમારાં દુઃખનાં આંસુ, લૂછે નહિ કોઇ દુનીયામાં;
સળગતા અમ કલેજાની, પ્રભો તું આગ બુઝવજે.૬
ભલો ભુંડો ભિખારી છું, દયામય દાસ હું ત્હારો;
દયા સાગર વ્રષાવીને, જીવન દાતાર તું બનજે.૭
સદા હું ભૂલનો ભોગી, ગુન્હા અગણીત છે મારા;
દિવાના દાસ કિંકરનો, પ્રભુ પોકાર સાંભળજે. ૮

૧૫

કવાલી

ભલા ભગવાનની માયા, વિના ભક્તિ ન દેખાયે;
ભૂલાં શાને ભમો શાણા, મૂરખથી કંઇ ન સમજાયે.૧
ભલે હો જૈન કે વિષ્નુ, સીયાવર રામ ભજનારા;
હૃદયમાં રામ ધૂન જાગે, પછીથી પંથ દેખાયે. ૨
પ્રકાશે બ્રહ્મમય જ્યોતિ, નથી ત્યાં ભેદ દુનીયાના;
તુંહી પદ એક જગ માંહે, મૂરખથી કંઇ ન સમજાયે.૩
સમાધિ આત્મ મંદિરમાં, ધૂની સોહમ તણી જગવે;
પછી મસ્તાન મસ્તાના, જગતમાં જ્યોત પ્રગટાવે. ૪

મહા અંધાર દુનીયામાં, પ્રભુની દિવ્ય માયા છે;
નિરખવું એ અતિ દુર્લભ, મૂરખથી કંઇ ન સમજાયે.૫
જપે જયજય તણી માળા, મુખે પોકાર કરનારા;
ભીતરમાં જય ધૂની જાગે, પછીથી પંથ દેખાયે. ૬
નથી શક્તિ જીવન માંહે, અધુરાં પાત્ર છલકાતાં;
નિજાનંદે રમણ કરતા, જગતને એકરૂપ ધ્યાવે. ૭
ભલે સારા અગર બુરા, જગત પરવા નથી એને;
દિવાનો દાસ કિંકર કહે, સરોવર સ્નેહ ઉભરાવે. ૮

## ૧૬

### કવાલી

અમે મસ્તાન મસ્તાના, જીવન મસ્તી જગાવીશું,
સરિતા સત્યની ઘટમાં, અમે નિત્યે વહાવીશું. ૧
નથી એ કામ કાયરનું, વીરાઓની વિભૂતી છે;
છતાં આ દેહ પર ભસ્મી, અમે એની લગાવીશું. ૨
દુઃખોના ડુંગરો તૂટે, વૃષે અપવાદની વૃષ્ટી;
છતાં શાંતિ તણા ઝોલે, અમે મનડુ ઝુલાવીશું. ૩
જગત માયા અતિ મેલી, મણીમય મોહની એની;
છતાં સોહમ તણી ધૂની, અમે ઘટમાં ગજાવીશું. ૪
ભલા ભગવાનનો દિપક, ઝળકતો વિશ્વની માંહે;
અમે પણ એજ રોશનથી, જીવન ઉન્નત બનાવીશું. ૫

નથી શક્તિ અમારામાં, છતાં પણ એજ નિશ્ચય છે;
ભલા ભગવાનની પાસે, વીણા જયજય બજાવીશું.૬
ગુન્હા અપરાધ બાળકના, પ્રભુ પ્યારા કરો માફી;
દયા દાતાર દીનબંધુ, ધૂની ત્હારી ધખાવીશું. ૭
અમે આશાભર્યા ત્હારા, ભલા ભગવાન છો મારા;
દિવાના દાસ બનવાને, હૃદય નિર્મળ બનાવીશું.૮



૧૭

કવાલી

ભલે આખુ જગત રૂઠે, અમે આનંદ માનીશું;
ભલા ભગવાન ના રૂઠે, ધૂની એની ધખાવીશું. ૧
અમારા ને તમારામાં, ગુંથી છે મોહની માળા;
મૂકી માયા તણા મણકા, તુંહો પદ નિત્ય ધ્યાવીશું.૨
જુઠા આ જગતના ઝઘડા, પ્રપંચોના બુરા પાસા;
તજી એ સર્વ તોફાનો, ક્ષમા સાગર વહાવીશું. ૩
જીવન સ્વપ્નાં બધાં ઝેરી, ઘટા ઘનઘોર ભાસે છે;
છતાં ભક્તિ કરી નિત્યે, જીવન ઉજવળ બનાવીશું.૪
ભલે ધનવાન કે રાજા, જગતના સર્વ મહેમાનો;
નથી પરવા કદી એનો, ભલા ભગવાન ભાવીશું. ૫
ભલા ભગવાનની વાડી, અમીનાં પુષ્પ ખીલ્યાં છે;
વિવિધ એ વાસના ઘટમાં, અમે નિત્યે મહાવીશું. ૬

જીવનમાં એક છે રોશન, દિપક મન મંદિરે કરતો;
નિરંતર શાંતિના ઝોલે, અમે મનડું ઝુલાવીશું. ૭

ભલાં ભુડાં પ્રભુ તારાં, ચરણનાં બાલુડાં સર્વે;
દિવાનો દાસ કિંકર કહે, જીવન નૈયાં ઝુકાવીશું. ૮



૧૮

કવાલી

રૂઠે આ જગતના લોકો, તમે ના રૂઠશો બાપુ;
અમીની એક કયારીથી, નહિ તરસાવશો બાપુ. ૧

જુઠી દુનીયા તણી બાજી, મરે એમાં ઘણા પાજી;
છતાં તુજ પ્રેમ પ્યાલાથી, નહિ ટવળાવશો બાપુ. ૨

ભલે મારો અગર તારો, છતાં ભગવાન તું મારો;
વ્રષાવી રહેમ અમ ઉપર, તુંહીમાં રાખશો બાપુ. ૩

તુંહી પદની અમર જ્યોતિ, ઝળકતી ચોદીશા માંહે;
મને એ દિવ્ય જ્યોતિથી, અલગ કરશો નહિ બાપુ.૪

જીવનમાં એક નિશ્ચય છે, ભૂલું નહિ પ્રાણના ભોગે;
તુંહી પદના હિંચોળામાં, સદા હુલરાવશો બાપુ. ૫

પિતામાતા જીવન દાતા, જગતમાં નિત્ય ભજવાતા;
ક્ષમાસાગર મહી મુજને, સદા ન્હવરાવશો બાપુ. ૬

તુમારા નેત્રની છાયા, ભિખારી બાળમાં કરજો;
દિવાના દાસ કિંકરને, કદી નવ ભૂલશો બાપુ. ૭



૧૯

કવાલી

ભલા ભગવાન બતલાદો, મેરા ઉદ્ધાર કૈસે હો,
કૃપાળુ નાથ બતલાદો, મેરા ઉદ્ધાર કૈસે હો. ૧
ભયાનક યુદ્ધ કર્મોકા, ચલા ભવસિંધુમે ભારી;
મરા સંસાર સાગરમે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૨
જુઠી માયા જગત કેરી, ફસાયા જાણુ હો કરમે;
કુકર્મો ઘોરહી કીયાં, મેરા ઉદ્ધાર કૈસે હો. ૩
વનિતા પુત્રકે કારન, બની પાગલ ઢુંઢા જગમે;
પડા મે મોહ કીચડમે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૪
અતિશય જુલ્મહે મેરા, કીયા સબ શેર સમ હોકે;
સતાયા રંક માનવકો, મેરા ઉદ્ધાર કૈસે હો. ૫
અમોલાં આપકે વચનો, ભૂલી મે નિંદમે સોતા;
નહિ શોચ્યા કભી ધટમે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૬
દયાકર ઓ દયાસિંધુ, શરણ સચ્ચા તુમારા હૈ;
બતાદો અબ ક્ષમા કરકે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૭

પીડા હર તે ત્રિભુવનકી, વહાંપર તુચ્છ મે હી હું;
દિવાનો દાસ કિંકર કહે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૮



૨૦

કવાલી

જનારા જાય છે જીવન, અરેરે કંઇક કરતો જા;
પ્રભુના પંથ જાવાને, સડક તું સાફ કરતો જા. ૧
ચોરાશી લાખ ફેરામાં, અનંતિ વાર તું ભમીયો;
થવાને મુકત એમાંથી, સડક તું સાફ કરતો જા. ૨
ધૂની ભક્તિ તણી સાચી, મુકી તુ કયાં ભુંડા ભટકે;
જીવનને પાર કરવાને, સડક તું સાફ કરતો જા. ૩
જગતની ચોતરફ જોતાં, મહા અંધાર ભાસે છે;
નથી કંઇ માર્ગ દેખાતો, સડક તું સાફ કરતો જા.૪
ફસે સહુ મોહ માયામાં મધુરસ ચાખવા માટે;
વિચારી વિષ માયાને, સડક તું સાફ કરતો જા. ૫
તર્યા નહિ કોઇ માયામાં, નહિ તરશે અરે ભાઇ;
ભજી ભગવાનને નિત્યે, સડક તું સાફ કરતો જા. ૬
જીવન મૃત્યુ નહિ આવે, અમર આનંદ જ્યાં પાવે;
જગાવી જ્યોત અંતરમાં, સડક તું સાફ કરતો જા. ૭

રડે તું જેહને માટે, નથી ત્હારૂ થવાનુ એ;
દિવાનો દાસ કિંકર કહે, સડક તું સાફ કરતો જા. ૮



## ૨૧

### કવાલી

હવે આ જિંદગી માંહે, નિરાશાને નિસાસા શા ?
મૂક્યું ભાવી તણા ખોળે, પછી ખોટા દીલાસા શા. ૧

જગત વૈભવ ભલે સારા, થવાના એ નથી ત્હારા;
છતાં એ અલ્પ માયામાં, વિવાદો ને વિળાપો શા. ૨

લલાટે લેખ અંકાયા, બુરા સારા નિભાવાના;
પછી આ જિંદગી માંહે, કડાપા ને બળાપા શા. ૩

ત્હમારૂં માનશો જેને, થવાનું એ કદાપિ નહિ;
છતાં એ છેલ બાજીમાં, પ્રપંચો ને તમાસા શા. ૪

મરે જીવે રડે કુટે, જવાના સર્વ એ પંથે;
પછી વહેવારના ફંદે, જીવનના મોહ ખોટા શા.૫

ફકિરીમાં અમીરી છે, અમીરી એજ છે સાચી;
ફકિરી જિંદગી માંહે, દિવાળી ને દિવાસા શા. ૬

જીવન જે ચર્ણમાં મૂક્યું, જરૂર એ પાર કરવાના;
તને જે માહરો જાણે, પછી અહીંઆં વિસામા શા.

દિવાનો દાસ કિંકર કહે, જવાનું એક દીન નક્કી;
પછીથી આ જીવન માંહે, નિરાશા ને નિસાસા શા. ૮

❀

૨૨

કવાલી

સરિતા નીરના જેવું, જીવન માનવતણું એવું;
પલકમાં સર્વ સુકાતુ, જુઠું સંસારનું સ્વપ્નુ. ૧

ભલે ધનવાન કે રાજા, કદાપિ હોય મહારાજા;
પ્રભુનાં બાળ સર્વે છે, જુઠું સંસારનુ સ્વપ્નુ. ૨

ચઢાવી કેફ સત્તાનો, અનાથોને રીબાવે તુ;
સમય પણ આવશે ત્હારો, જુઠું સંસારનુ સ્વપ્નુ. ૩

કુકર્મો ઘોર કરવામાં, ડરે તુ નહિ કદી ભાઇ;
રડે શાને પછી પાજી, જુઠું સંસારનુ સ્વપ્નુ. ૪

અરે લક્ષ્મી તણા મદમાં, કર્યાં અપમાન ત્હેં કંઇનાં;
થશે ઇન્સાફ દરબારે, જુઠું સંસારનુ સ્વપ્નુ. ૫

મર્યાં તું કંઇ નજર ભાસે, ઇહાં અશ્રુ વહાવે છે;
પલકમાં સર્વ તુ ભૂલતો, જુઠું સંસારનુ સ્વપ્નુ. ૬

નથી કંઈ સાથમાં લાવ્યો, અને તું લઇ જવાનો નહિ;
છતાં મારૂં કરી ભટકે, જુઠું સંસારનુ સ્વપ્નું. ૭

કરો કંઇ કાર્ય ઉપકારી, અવરના સુખને માટે;
દિવાનો દાસ કિંકર કહે, જુઠું સંસારનું સ્વપ્નું. ૮

૨૩

કવાલી

અજબ મસ્તી જીવન કેરી; અખંડાનંદ સાચો છે;
નથી ત્યાં કોઇની પરવા, અરેરે કંઇક કરતો જા. ૧
ઝૂકાવે આત્મ મસ્તીમાં, વીરો એવા ઘણા થોડા;
જગતની મોહની છોડી, અરેરે કંઇક કરતો જા, ૨
નિશાની સ્વર્ગની સાધો, પ્રભુનો પંથ આરાધો;
અખંડાનંદ મેળવવા, અરેરે કંઇક કરતો જા. ૩
ફર્યો તું બેલ ચક્કીમાં, સગાને સ્નેહીઓ માટે;
વિચાર્યું નહિ કદી ત્હારૂં, અરેરે કંઇક કરતો જા. ૪
જુઠી જંજાળને છોડી, ધખાવો ધૂન અંતરમાં;
જીવન નૈયા દિપાવાને, અરેરે કંઇક કરતો જા. ૫
જીવન નિર્દોષ જેનું છે, નથી જ્યાં ભેદ અંતરમાં;
શરણુ એનું સ્વીકારીને, અરેરે કંઇક કરતો જા. ૬
દિવાનો દાસ કિંકર કહે, ભજો ભગવાનને નિત્યે;
નથી એના વિના સાચું, અરેરે કંઇક કરતો જા. ૭

૨૪

## કવાલી

અતિ ત્હેં પુન્ય કીધાં તો, મળ્યું માનવ જીવન ભાઇ;
અમોલું રત્ન સમજીને, ભલા ભગવાન ભજતો જા.૧

ચોરાશી લાખ વાડીમાં, ભમ્યો ભમરો થઈ પુષ્પે;
છતાં પણ વાસના મ્હેંકી, ભલા ભગવાન ભજતો જા.૨

નિશો માયા તણો ત્યાગી, નયન ખોલી જરા દેખો;
જીવન શુદ્ધિ થવા માટે, ભલા ભગવાન ભજતો જા.૩

ચઢયું છે વહાણુ તોફાને, મૂરખ સંસાર સાગરમાં;
સુકાની શોધવા માટે, ભલા ભગવાન ભજતો જા.૪

ભમ્યો ભવ સિંધુમાં બહુધા, છતાં કાંઠો નહિ આયો;
જીવન નૌકા બચાવાને, ભલા ભગવાન ભજતો જા.૫

મુસાફર સર્વ દુનીયાના, જવાનું એક દીન નક્કી;
અમરપદ કોઇ નહિ લાવ્યું, ભલા ભગવાન ભજતો જા.૬

અરે તું એકલો આવ્યો, જવાનો એકલો ભાઈ;
નહિ કંઇ સાથ ત્યાં આવે, ભલા ભગવાન ભજતો જા.૭

તજો સહુ મોહ ને માયા, શ્રીમાનો રંક ને રાયા;
દિવાનો દાસ કિંકર કહે, ભલા ભગવાન ભજતો જા.૮

૨૫

ગઝલ

ભૂલીશ હું જગતની માયા, પ્રભુજી નહિ ભૂલું તમને;
દયા દાતાર દીનબંધુ, પ્રભુજી નહિ ભૂલું તમને. ૧
કદાપિ મહેલમાં સૂતો, રખડતો રોડને રસ્તે;
સુખી હઉં કે દુઃખી હઉં પણ, પ્રભુજી નહિ ભૂલું તમને. ૨
બનું હું રંક કે રાજા, કદાપિ શેઠ દુનિયાનો;
અમીરી કે ફકીરીમાં, પ્રભુજી નહિ ભૂલું તમને. ૩
બગીચા બાગમાં મ્હાલું, અગર ઝુંપડી મહિ વાસો
કદાપિ પર્ણકુટીમાં, પ્રભુજી નહિ ભૂલું તમને. ૪
હિંડોળા ખાટમાં ઝૂલતો, કદી ભીખ માગતો ભટકું;
ફના થઇને ફરૂં તો પણ, પ્રભુજી નહિ ભૂલું તમને. ૫
જીવનના ધમ પછાડામાં, અગર મૃત્યુ બિછાનામાં;
મરણના શ્વાસ લેતાં પણ, પ્રભુજી નહિ ભૂલું તમને. ૬
દુઃખોના ડુંગરો તુટે, કદી આખું જગત રૂઠે;
પરંતુ પ્રાણના ભોગે, પ્રભુજી નહિ ભૂલું તમને. ૭
પુર્યાં મન મંદિરે વ્હાલા, પછીથી કયાં જવાના છો;
દિવાનો દાસ કિંકર કહે, પ્રભુજી નહિ ભૂલું તમને. ૮

❧

૨૬

ગઝલ

જગતના વૈભવો છોડયા, તજ્યાં ઘરબાર ને નારી;
સ્વીકાર્યો વેષ સાધુનો, છતાં ભગવાન ના જોયા. ૧
શરીરે ભસ્મને ચોળી, બની બાવા ફર્યા જગમાં;
અલખ ધૂની મચાવી પણ, છતાં ભગવાન ના જોયા. ૨
કમંડલ હાથમાં લઇને, વિચરતા કંઈક સંન્યાસી;
જપી જય જય તણી માળા, છતાં ભગવાન ના જોયા. ૩
સરિતામાં કર્યાં સ્નાનો, તિરથ દુનિયા તણાં કીધાં;
કસી ઉપવાસથી કાયા, છતાં ભગવાન ના જોયા. ૪
જલાવી આગ જંગલમાં, બિછાનો ભોંયપર કીધો;
તપાયા શ્વાસને પ્રાણો, છતાં ભગવાન ના જોયા. ૫
મુખેથી શંખને ફુંકયા, વીણાના તાર કંઇ તૂટયા;
હરીના તાનમાં ઝૂકયા, છતાં ભગવાન ના જોયા. ૬
દિવાનો દાસ કિંકર કહે, કલેજાં સાફ ના કીધાં;
હૃદય મંદિરમાં બેઠા, છતાં ભગવાન ના જોયા. ૭

❀

૨૭

ગઝલ

ઉંડા ઉતરી જરા જોજો, જગતમાં સર્વ છે દુઃખી;
જીવન મસ્તી મહીં મ્હાલે, વીરાઓ એજ છે સુખી. ૧

દીસે જ્યાં લક્ષ્મીના ઢગલા, હશે ત્યાં પુત્રની ખામી;
હશે નિર્ધન પરિવારા, નહિ જ્યાં અન્ન કે પાણી. ૨

ભલે ને રૂપમાં રૂડા, નહિ ત્યાં ગુણ દેખાયે;
હશે ગુણવંત ડાહ્યા તો, હુંપદ ત્યાં ભાન ભૂલાવે. ૩

ગવાતા પંડીતો મોટા, અવરને શાસ્ત્ર સમજાવે;
સમય આવે ભૂલે પોતે, મહારો ખેલ અજમાવે. ૪

વીધીની છે અજબ માયા, નહિ ત્યાં કોઈ જન ફાવ્યા;
ફસાયા કંઇક ચક્કરમાં, શ્રીમાનો રંક ને રાયા, ૫

ભલે ધનવાન કે રાજા, સુખી નહિ કોઈ દુનીયામાં;
ભલે વિદ્વાન કે વક્તા, નિરખશો ભૂલ એનામાં. ૬

પુરણપદ કોઈ નહિ પામ્યા, દુઃખી છે સર્વ સંસારી;
દિવાનો દાસ કિંકર કહે, વીધીની છે બલીહારી. ૭



## ૨૮

### ગઝલ

ગુંથાયા તાર ભાવીના, કદી તોડયા નહિ તૂટે;
જીવન મસ્તાન મસ્તાના, અજબ આનંદને લૂંટે. ૧

મૂરખ મન માહરૂં માની, જુઠી જંજાળમાં ઝૂકે;
વિતાવી મોહનાં સ્વપ્નાં, પછી પોકો ઘણી મૂકે. ૨

રડાવી રંક માનવને, બને લક્ષ્મી તણા દાસો;
અનીતીની કટારીથી, પરાયા રક્તને ચૂસે. ૩
કરે જાલીમનાં કૃત્યો, દયા નહિ લેશ અંતરમાં;
ચઢાવી કેફ વૈભવનો, નીશામાં ભાન એ ચૂકે. ૪
મધુરસની મીઠી લહેરો, મજાઓ પ્રેમથી લૂટે;
અજાણે મોતના પંથે, ફસાતાં કોઇ નહિ છુટે. ૫
ભરીને પાપની પોથી, પછી મોટાં ટીલાં તાણે;
અજબ ઠગવાતણી ચાવી, અરેરે એહ નર જાણે. ૬
હૃદયમાં રામ ના જાગે, મુખેથી રામને ભજતો;
દિવાનો દાસ કિંકર કહે, મૂરખ ભગવાનને ઠગતો. ૭

卐

૨૯

## કવાલી

નશીબાના સિતમગરથી, બચ્યા નહિ કોઇ બળવાનો
રડાયા કંઇકને એને, અજબ છે ભાગ્યની માયા. ૧
પૂજારી લક્ષ્મીના દાસો, નિરંતર મોજમાં મ્હાલે;
પલકમાં ભીખ મંગાવે, અજબ છે ભાગ્યની માયા. ૨
ફરે રાજા બની આજે, થતા એ કાલ કંગાલો;
ફના પળમાં બનાવે છે, અજબ છે ભાગ્યની માયા. ૩

પૂરવના પુન્ય યોગેથી, સદા આનંદમાં રમતા;
રડાવે એક પળ માંહે, અજબ છે ભાગ્યની માયા. ૪
નશીબાની અમર જ્યોતિ, જગતમાં ચોદીશા ફરતી;
છુટયા નહિ કોઇ એનાથી, અજબ છે ભાગ્યની માયા. ૬
લણે તેવું ફળે ભાઇ, મળે ઇન્સાફ કુદરતનો;
નહિ ત્યાં કોઇનું ચાલે, અજબ છે ભાગ્યની માયા. ૭
જીવનનું શ્રેય કરવાને, ભજો ભગવાનને નિત્યે;
દિવાનો દાસ કિંકર કહે, અજબ છે ભાગ્યની માયા. ૮

卐

૩૦

કવાલી

જવાનું એક દીન નક્કી, મુસાફીર મોતના પંથે;
બન્યું ને શું બને એનું, લખ્યું ભાવી તણા ગ્રંથે. ૧
ભલે રાજા અને ચક્રી, મહંતો સર્વ દુનીયાના;
સુખે આરામમાં પોઢયા, જીવન સ્વપ્નાં વિતાવીને. ૨
હકીમો વૈદ્ય વિજ્ઞાની, જગતના ન્યાય નિષ્ણાતો,
અવરના ન્યાયને કરતાં, ગયા નિજનુ ગુમાવીને. ૩
ભલે લખ્ખો તણી લક્ષ્મી, બગીચા મહેલ ને માળા;
મૂકી એ સર્વ માયાને, ગયા કંઇને રડાવીને. ૪
જીવન જયોતિર્ધરો યાને, નજુમી જાણવા વાળા;
નિરખતાં નેત્ર મીચીને, સૂતા શૈય્યા બિછાવીને. ૫

અલખ ધૂની ધખાવીને, જીવન મસ્તી મહી રમતા;
રૂષીવર એહ પણ અંતે, સ્વીકારે છે સમાધિને. ૬
દિપક દુનિયા મહી કરતા, અવરના હીતને માટે;
ગયા એ વીર દાનેશ્વર, જીવન દિપક બુઝાવીને. ૭
શ્રીમાનો રંક કે રાણા, જતા એ વાંસની વહેલે;
દુણી માટી તણીં આગે, મુઠી છાણાં જલાવીને. ૮
મળે માટી મહી કાયા, જવાનો હંસ પરદેશી;
કહે કિંકર જવાના સહુ, ભલુ બુરૂ ભજાવીને. ૯

卐

૩૧

કવાલી

અભાગી અંધ અક્કલના, રમે આશા તણી બાજી;
નથી સમજ્યા હજી શાણા, બન્યા માયા મહી પાજી. ૧
જગતના વૈભવો ત્યાગી, ફકીરી આત્મમાં લીધી;
સ્વીકારી વિષ માયાને, કટોરી પ્રેમની પીધી. ૨
ફકીરો મસ્ત મસ્તાના, નિઝાનંદે સદા રમતા;
મૂરખડા માનવી જગના, જીવન આશામહી ભમતા. ૩
વિનવતા હસ્તને જોડી, ભિખારી ભીખના માટે;
અભાગી આશના બ્હાને, મરે માયા તણી વાટે. ૪
ભૂલાં શાને ભમો શાણા, જગત માયા સહુ જુઠી;
મળે નહિ મસ્તની પાસે, પીલાવે પ્રેમની બુટી. ૫

ભૂખ્યો ભગવાન ભક્તિનો, અવરને આશ શું આપે;
ભજો મસ્તી જગાવીને, ભવાબ્ધી બંધને કાપે. ૬
હરિષ્યામી હરિષ્યામી, હરી લેશે બધું ત્હારૂં;
ધૂની સોહમ તણી ધખવી, સ્વીકારો સ્વર્ગનુ બારૂ. ૭
દિવાનો દાસ પણ આજે, જીવન આશા મહી ફરતો;
ઝુલાવો ભક્તિના ઝોલે, નમાવી શીષ કરગરતો. ૮

卐

૩૨

કવાલી

દશાનાં ચક્ર ઉંધાં ત્યાં, સૂઝે સાચું નહિ ભાઇ;
લખાયા લેખ ભાવીમાં, ટળે નહિ કોઇથી ભાઇ. ૧
દશા ઉંચે ચઢાવે છે, દશા પળમાં ગિરાવે છે;
દશાનાં દુઃખ ભોગવતાં, બચાવે કોઇ નહિ ભાઈ. ૨
દશાથી કંઈ બને ડાહ્યા, દશાથી કંઇ બને રાયા;
દશાથી કંઇક દુનીયામાં, દિવાના થઇ ફરે ભાઈ. ૩
સુખી બનનાર ગુણ ગાવે, દુઃખીજન આંસુ ઉભરાવે;
દશા ત્યાં ભાન ભૂલાવે, રડાવે કંઇકને ભાઇ. ૪
દશા સારી અને બુરી, નડે છે સર્વ માનવને;
બચે નહિ કોઇ દુનીયામાં, દશાના ચક્રથી ભાઇ. ૫
અજબ મસ્તી જગાવીને, નિઝાનંદે રમણ કરતા;

રૂષિવર એહ પણ મોટા, દશાથી નહિ છુટે ભાઈ. ૬
પૂકારે ધર્મના જ્ઞાતા, સદા જ્ઞાની વીરોગાતા;
બચે નહિ કોઈ બળવાનો, દશાના દુઃખથી ભાઇ. ૭
પ્રભુ ભક્તિ કરો નિત્યે, નથી એના વિના કાંઇ;
દિવાનો દાસ કિંકર કહે, ભજો ભગવાનને ભાઇ. ૮



૩૩

## કવાલી

અમારા ને તમારામાં, બધો વહેવાર જુદો છે;
તમારૂ જો તમે સમજો, પછીથી પંથ સીધો છે. ૧
અમારા ને તમારામાં, લડે છે વિશ્વના પ્રાણી;
સમજ નિજની પડે ત્યારે, પછીથી પંથ સીધો છે. ૨
સમજદારો નહિ સમજે, ફસે છે સર્વ માયામાં;
ભીતરનુ ભાન થાવે તો, પછીથી પંથ સીધો છે. ૩
લડાવે સર્વને માયા, રડાવે સર્વને માયા.
જુઠી જંજાળ સમજે તો, પછીથી પંથ સીધો છે. ૪
જગતના નાશ સુખોમાં, મરે છે માનવી જગના,
અરે એ સત્ય સમજે તો, પછીથી પંથ સીધો છે. ૫
હકીમો ડોકટરો જ્ઞાની, નબીરા સર્વ દુનીયાના;
બને અંતર નહિ જ્ઞાની, ઈહાં વહેવાર જુદો છે. ૬

ભણ્યાથી નવ મળે ભાઇ, નથી ઇલકાબથી કાંઈ;
હૃદય નિજનુ ભણે ત્યારે, પછીથી પંથ સીધો છે. ૭

જગતનીછે અજબ માયા, મૂરખડા કંઇક પટકાયા;
કહે કિંકર કરો ભક્તિ, પછીથી પંથ સીધો છે. ૮



૩૪

કવાલી

વિષયની અંધ મસ્તીમાં, મુસાફર કંઇક ભટકાતા;
બની એ કેફમાં પાગલ, પશુ થઇ માનવી તફડે. ૧

વિષયની વાસના ઝેરી, બનાવે કંઇકને વેરી;
મગાવે ભિખ પળ માંડે, છતાં છોડી નહિ છુટે. ૨

મળે જો એક સમયે તો, પછી પરવા નહિ રાખે;
અજબ એ મોહની માની, અભાગી અંધ થઇ ઝૂકે. ૩

વિષયમાં અંધ થઇ મૂર્ખો, ગુમાવે સર્વ પોતાનુ;
બની બાવા ફુંડે જગમાં, છતાં એ વાસ ના મુકે. ૪

બુરી છે ઇશ્કની માયા, બિરાદર કંઇક પટકાયા;
રડાયા કંઇકને એને, ઇજત એ કંઇકની લૂટે. ૫

વિષય રસ ચાખવા માટે, નબીરા કંઇ બને ફાની;
બની બેહાલ એ અંતે, પછી પોકો ઘણી મુકે. ૬

ચઢેલા ઉંચ્ચ કોટીમાં, તપસ્વી એ ગિરાવે છે;
ફના પળમાં બનાવે છે, ફસાતાં કોઇ નહિ છુટે. ૭

દિવાનો દાસ કિંકર કહે, પૂકારે જ્ઞાનીઓ વિષ્ટા;
ગજબ છે ઇશ્કની લગની, મરણની ગોદમાં મૂકે. ૮

卐

૩૫

કવાલી

મહા અંધાર દુનીયામાં, દિપક માયા તણો સળગે;
બને છે કર્મથી સર્વે, છતાં આશા નહિ છુટે. ૧

હતા જે કાલ મહારાજા, બને એ આજ સંન્યાસી;
પુરવના પુન્યની બાજી, છતાં આશા નહિ છુટે. ૨

ગવાયા ગુર્જરો ગઢવી, રહ્યો નહિ ગર્વ બંકાનો;
લૂંટાયા એક ક્ષણ માહે, છતાં આશા નહિ છુટે. ૩

વચનમાં નાદ વીરતાનો, થતો રણકાર દુનીયામાં;
સીધાયા એહ પણ અંતે, છતાં આશા નહિ છુટે. ૪

કરે તેવું મળે ભાઇ, ઉગે તેવું ફળે ભાઇ;
જગતના મોહ ખોટા છે, છતાં આશા નહિ છુટે. ૫

દીસે નહિ પુન્યની પોથી, વિતાવે મોહનાં સ્વપ્નાં;
તૂટે જીવન તણી દોરી, છતાં આશા નહિ છુટે. ૬

કમાણી પુન્યની કરવા, ભરો પરમાર્થની થેલી;
બધો સંસાર દુઃખીયારો, છતાં આશા નહિ છુટે. ૭

ભલા ભગવાનની ભક્તિ, કરો નિશદીન ઘટમાંહે;
કહે કિંકર જુઠુ જાણે, છતાં આશા નહિ છુટે. ૮



૩૬

ગઝલ

જગતમાં જ્યાં જુઓ ત્યાં ત્યાં, બધે છે લક્ષ્મીના ચાળા;
દિવાનો કોક દુનાયામાં, જપે છે ઇષ્ટની માળા. ૧

હશે તે મોજમાં મ્હાલે, ન રાખે કોઇની પરવા;
મંજાકો પ્રેમથી લૂંટે, જગતમાં વૈભવો વાળા. ૨

ખુશામતીયા કરે જી જી, લૂંટાતી શેઠની લક્ષ્મી;
મળે નહિ પુન્ય કરવાને, ભજાતી મોહની માળા. ૩

ભલે નિર્ધન છતાં સુખી, નોતી ભક્તિ નિરખશો ત્યાં;
ભરે છે પાપની થેલી, મજા કો લૂંટવા વાળા. ૪

બિછાને શેઠજી સૂતા, વિચારે પુન્ય કરવાનું;
કહે પત્ની બન્યા ગાંડા, સૂઝયા છે શા હવે ચાળા. ૫

હતું ત્યારે નહિ કીધું, પડયા પરવશ પછીથી શું,
દુઃખો જ્યારે પડે ત્યારે, જપો જગદીશની માળા. ૬

પુરવના પુન્યથી પામ્યા, કરો કંઇ ખ્યાલ ભાવીનો;
અનાથોની પુરી આશા, ભરી લ્યો પુન્યના ભારા. ૭

દિવાનો દાસ કિંકર કહે, જુઠા છે લક્ષ્મીના ચાળા;
ભરો પરમાર્થની થેલી, અરે ઓ વૈભવો વાળા. ૮



૩૭

ગઝલ

સુધારાની સડક વાળા, ગતી ત્હારી નિરખતો જા;
મજાકો લૂંટવા વાળા, જીવનના પંથ જોતો જા. ૧

કરજ લક્ષ્મી તણું કીધું, સ્વીકાર્યું જ્ઞાન અંગ્રેજી;
સુખી આશા નિરખનારા, જીવનના પંથ જોતો જા. ૨

ભણીને મેળવી ડીગ્રી, લગાવી હેટને ને ટાઈ;
નવીન પંથે વિચરનારા, જીવનના પંથ જોતો જા. ૩

પછી સાહેબને બાનુ, સુધારાની સડક ચડતાં;
વિચારો ભિન્ન ધડનારા, જીવનના પંથ જોતો જા. ૪

અજબ ઇગ્લીશનો જાદુ, ધવાયા કંઇક ફેશનમાં;
સુધારાના યુગલ પક્ષી, જીવનના પંથ જોતો જા. ૫

નહિ તું મૂર્તીને માને, નહિ મંદિરને માને;
સ્વચ્છંદે ચાલવા વાળા, જીવનના પંથ જોતો જા. ૬

યુવાની સહુ વ્યથા જાશે, પછીથી કંઈ નહિ થાશે;
દિવાનો દાસ કિંકર કહે, જીવનના પંથ જોતો જા. ૭



૩૮

## હિંદી ગઝલ

શરણોમે આ ચૂકાહુંં, ચાહય તારો યા ન તારો;
ચરણો મે આ ઝૂકાહુંં, ચાહય તારો યા ન તારો. ૧

ચોરાશી લાખ ફેરા, તું એક હે હમેરા.
કરતે પૂકાર તેરા, ચાહય તારો યાન તારો. ૨

કર્મો અતિ કીયા મે, શોચા કભી ન ઘટમે;
અબ આંસુડાં નિગાળુ, ચાહય તારો યાન તારો. ૩

માયા મહા ધુતારી, નિજકી કરે ખુવારી;
પડુ ચર્ણ વારી વારી, ચાહય તારો યાન તારો. ૪

અગણીત દોષ હમરા, આપો ક્ષમા કૃપાળુ;
પ્રભુ આપ હો દયાળુ, ચાહય તારો યાન તારો. ૫

દુઃખડાં સભી નિવારો, નૈયા હમારી તારો;
ભગવાન તું અમારો, ચાહય તારો યાન તારો. ૬

કિંકર કહે પૂકારી, સબ આપકે ભિખારી.
લગની મુને તુમારી, ચાહય તારો યાન તારો. ૭



૩૯

## હિંદી ગઝલ

અબતો દયા વ્રષા કે, કરૂણા કરો એ ભગવંત;
ઓ નાથ મહેર કરકે, કરૂણા કરો એ ભગવંત. ૧

મહા ઘોર કર્મ કીધાં, દુઃખીઆકો દુઃખ દીધાં;
ઓ નાથ રહેમ કરકે, કરૂણા કરો એ ભગવંત. ૨

મુખકો દીખા શકુ નહિ, ઐસા જીવન હમારા;
સબ આપ મહેર કરકે, કરૂણા કરો એ ભગવંત. ૩

ભમીયો હું અંધ હોકે, નયનો બનાયા કાતીલ;
સબ જાણુકે ફસાહુ, કરૂણા કરો એ ભગવંત. ૪

કપટોંકી જાળ રચકે, નિર્દોષ જન ફસાયા;
સબ આપહી પિછાણો, કરૂણા કરો એ ભગવંત. ૫

વચનો તુમારા ભૂલકે, મે ક્રૂર હોકે ભમીયા;
અબ ચર્ણ મે ઝૂકાહું, કરૂણા કરો એ ભગવંત. ૬

મે નીચ ઘોર કર્મી, સબસે બડા અધર્મી;
કિંકર પૂકાર કરતે, કરૂણા કરો એ ભગવંત. ૭

૪૦

## હિંદી ગઝલ

માનવ બધા જગતમાં, માયા મહી મરે છે,
જાણ્યા છતાં બિચારા, ભમરા થઈ ફરે છે. ૧

માયા હસાવે સહુને, માયા નચાવે સહુને; ૨
માયાની મોહનીમાં, માનવ ગજબ કરે છે.

માયા અતિ બુરી છે, માયા અજબ છુરી છે;
માયા તણા નીશામાં, માનવ સિતમ કરે છે. ૩

માયાએ કંઇક માર્યા, માયાથી કંઇકિ હાર્યા;
અંતે પછી અભાગી, પોકો મુકી રડે છે. ૪

માયા તજીને મસ્તો, ઘટમાં ધૂની ધખાવે;
કહે બાળ દાસ કિંકર, એ નર પુરા તરે છે. ૫



૪૧

હિંદી ગઝલ

લક્ષ્મી વિના જગતમાં, કીંમત નથી ગણાતી;
લક્ષ્મી વિના જગતમાં, બુદ્ધિ નથી મનાતી. ૧

લક્ષ્મીમાં મોજ માને, પ્રભુ રૂપ પોતે જાણે;
પરવા નથી જગતની, એ વાત ત્યાં વદાતી. ૨

લક્ષ્મીનો કેફ ચડતાં, કંઇ ને અરે રડાવે;
મદમાં મરે મૂરખડા, આંખો નથી ખુલાતી. ૩

અડબોથ ભોટ હોયે, બુદ્ધિ ન હોય તોયે,
લક્ષ્મી વડે જગતમાં, કીર્તી પુરી મનાતી. ૪

લક્ષ્મીની સર્વ માયા, લક્ષ્મીની સર્વ છાયા;
પોતે બને ભિખારી, ત્યારે નજર કરાતી. ૫

બહુ લોભ થાય ત્યારે, પળમાંહે નાશ વાળે;
પછી હાય લાગે ત્યારે, પોકો ઘણી મુકાતી. ૬

લક્ષ્મી ચપળ કહાતી, પળમાં ફ્ના એ થાતી;
કહે દાસ જાય ત્યારે, નહિ કોઇથી રખાતી. ૭

卐

૪૨

રાગ જાનાર તો જાતા રહ્યા.

જાનાર તું ક્યાં જાય છે, ભાન ત્હારૂં ભૂલી ગયો;
માયા તણા તોફાનમાં તું, પંથ ત્હારો ભૂલી ગયો. ૧

મારા અને ત્હારા મહી, ત્હારૂં વિચાર્યું નહિ કદી;
બેઘડીની સાહીબીમાં, પંથ ત્હારો ભૂલા ગયો. ૨

બાગો બગીચા મહેલ યાને, પુષ્પની વાસો મહી;
લક્ષ્મીના ખોટા નીશામાં, પંથ ત્હારો ભૂલી ગયો. ૩

ચાર દીનની ચાંદની, રાત્રી પછી અંધાર છે;
જાણ્યા છતાં તું મોહનીમાં, પંથ ત્હારો ભૂલી ગયો. ૪

મારૂં કરી મદમાં મર્યો, ત્હારૂં થવાનુ નહિ છતાં;
જુઠા જગતના ખેલ રમતાં, પંથ ત્હારો ભૂલી ગયો. ૫

મોજો ઉડાવી પ્રેમથી, આનંદનાં સ્વપ્નાં લૂંટયાં.
સંસારના ગેબી પવનમાં, પંથ ત્હારો ભૂલી ગયો. ૬

ભક્તિ વિના એ ના જડે, ફેરા ફરો ભવ ચક્રમાં;
કિંકર દિવાનો બાળ કહેછે, પંથ ત્હારો ભૂલી ગયો. ૭



૪૩

હરિગીત

કીરતારના દરબારમાં, જાવા વિના કેમ ચાલશે;
પાપ પુન્ય વિના અરેરે, સાથ કંઇ નહિ આવશે. ૧

માયા તણા કીચડ મહા, ત્હેં મોજ મન માની પુરી;
ભાતું હશે કે નહિ છતાં, જાવા વિના કેમ ચાલશે. ૨

વ્યવહારની વ્હેલે ચઢો, ડાહ્યો બની જગમાં ફર્યો;
યમદૂતના પંથે અરેરે, જાવા વિના કેમ ચાલશે. ૩

વૈભવ તણી વાડી મહી, પુષ્પો ખીલાવ્યાં મોહનાં;
એ મોહનાં સ્વપ્નાં તજીને, જાવા વિના કેમ ચાલશે. ૪

જાવું બધાને એક દીન, અપના મુસાફીર દેશમે;
ખર્ચી હશે કે નહિ છતાં, તેડુ બધાને આવશે. ૫

ભક્તિસુધા ઘટમાં ભરો, પરમાર્થ સહુ પ્રીતે કરો;
કિંકર કહે માનવ જીવનમાં, એજ સાથે આવશે. ૬



૪૪

રાગ—જાનાર તો જાતા રહ્યા.

જોનાર સહુ જોયા કરો, માયા બધી છે ભાગ્યની;
ભક્તિ સુધા ઘટમાં ભરો, માયા બધી છે ભાગ્યની. ૧

ધનવાન કે નિર્ધન બને, એ વાત છે કર્મો તણી;
સુખ દુઃખની શ્રેણી ચડો, માયા બધી છે ભાગ્યની. ૨

રોનાર કર્મોથી રડે, ધનવાન વૈભવમાં સડે;
મન મોજને પુરી કરો, માયા બધી છે ભાગ્યની. ૩

પરન્તુ નિહાળી અંતરે, જ્ઞાની બિચારો ઉદ્દભવે;
કરણી કરે તેવુ મળે, માયા બધી છે ભાગ્યની. ૪

નિજનુ વિચારો નહિ કદી, મદમાં પુરા મહાલ્યા કરો,
કષ્ટો પડે ત્યારે કહો, માયા બધી છે ભાગ્યની. ૫

કર્મો ન છોડે કોઇને, ધનવાન કે રાણો ભલે;
કિંકર પૂકારીને કહે, માયા બધી છે ભાગ્યની. ૬

૪૫

હરિગીત

એક દીન ચાલ્યા જવાનુ, મોતના પંથે ખરે,
મૃત્યુ ન છોડે કોઇને, એ વાત તો નિશ્ચય ખરે. ૧

રાજા ગયા ચક્રી ગયા, કોઇ જગમાં ના રહ્યા;
લાખો ગયા દુનીયા તજીને, મોતના પંથે ખરે. ૨

વૈદો હકીમો ડોકટરો, વિજ્ઞાનીઓ મોટા ભલે;
એ પણ બધા ચાલ્યા જવાના, મોતના પંથે ખરે. ૩

સત્તાધીશો ન્યાયાધીશો, સત્તા તણા મદમાં મરે;
સત્તા તજીને એ જવાના, મોતના પંથે ખરે. ૪

લખ્ખો લૂંટાવે પળ મહી, જીવવા તણી આશા ગ્રહી;
આખરે રડતા ગયા છે, મોતના પંથે ખરે. ૫

પરમાર્થ કાર્ય કર્યું હશે તો, કંઇક સાથે આવશે;
પાપ પુન્ય ભરી જવાનુ, મોતના પંથે ખરે. ૬

પરિવાર સહુ રડતો રહે, આંસુ નયનમાંથી વહે,
કાળ હરણ કરી જવાનો, મોતના પંથે ખરે. ૭

ભક્તિ સુધા ઘટમાં ભરો, નિજ આત્મનુ સાધ્યા કરો;
કિંકર કહે નિશ્ચય જવાનુ, મોતના પંથે ખરે. ૮



૪૬

હરિગીત

વૈભવ અને લક્ષ્મી તજીને, કંઇક જન ચાલ્યા ગયા;
નારી અને પરિવાર સહુ, પોકો મુકી રોતા રહ્યા. ૧

મુછો પરે લીંબુ ઠરે, ફક્કડ બની જગમાં ફરે;
પરવા કરે નહિ કોઇની, એ પણ અરે ચાલ્યા ગયા. ૨
મસ્તક પરે ચમર ઢળે, ખમા ખમા શેવક કરે;
એ પણ બધા વૈભવ તજીને, એક દીન ચાલ્યા ગયા. ૩
હાકલ થતાં જી જી કરે, પહેરેગીરો પેરા ભરે;
એ શેઠ શેઠ કહાવનારા, એક દીન ચાલ્યા ગયા. ૪
ડાઘ નહિ કપડે પડે, અંગે સદા અક્કડ રહે;
એ શરીરને સંભાળનારા, એક દીન ચાલ્યા ગયા. ૫
માયાતણા આ મહેલ છે, ભક્તિ જીવનની ડહેલ છે;
એ ડહેલમાં વીરલા સજીને, મુક્તિમાં ચાલ્યા જતા. ૬
ચેતો મુસાફીર જગતના, હરદમ ભજો કીરતારને;
કિંકર કહે ભક્તિ વિના, ભવચક્રમાં ભમતા રહ્યા. ૭



૪૭

હરિગીત

દુઃખો તણા ડુંગર પડે, સુખ સાહીબી કદી સાંપડે;
તો પણ અરે આ દેહથી, ભગવાનને ભૂલશો નહિ. ૧
વૈભવ મળે, લક્ષ્મી મળે, મહેલો અને માળા મળે;
એ બે ઘડીની મોજ છે, ભગવાનને ભૂલશો નહિ. ૨
ઝોલા હિંચોળા ખાટમાં, મ્હાલ્યા કરો આનંદથી;
એ બે ઘડીની સાહીબી, ભગવાનને ભૂલશો નહિ. ૩

બાગો બગીચા પુષ્પના, મુખમાં સુવાસ લીધા કરો;
એ વાસના સ્વપ્નાસમી, ભગવાનને ભૂલશો નહિ. ૪
મંગળ અમંગળ ગૃહ તૂટે, કર્મો કદી નિજ પર વૂઠે;
જ્વાળા ઉઠે તોપણ તમે, ભગવાનને ભૂલશો નહિ. ૫
ભીખ માગવી જગમાં પડે, અપવાદ લોકો બહુ કરે;
તો પણ અરે આ દેહથી, ભગવાનને ભૂલશો નહિ. ૬
સાચી કૃપા કીરતારની, ત્રણને તજી મેરૂ કરે;
કિંકર કહે આ જીવનથી, ભગવાનને ભૂલશો નહિ. ૭

૪૮

રાગ–તેડું થયું કીરતારનું

તુંહી ભલા ભગવાન પ્યારા, નમન કરૂં હું લળી લળીને;
પ્રાણ પ્યારા પ્રભુ અમારા, ચરણ પડુ હું વળી વળીને. ૧
આત્મ પંથે અજબ આંધી, શામ ઘોર લતા છવી;
કર્મ દૂતો નાચ કરતા, કેર કાળો કરી કરીને. ૨
અગમ પંથે પ્રયણ કરવું, એ વીરોનુ ધામ છે;
ક્રોધ કિલ્લો તોડવાને, ક્ષમા કટોરા ભરી ભરીને. ૩
અકળ માયા અકળ છાયા, અવનવી જ્યોતિ ઝરે;
અંધ નયનો નહિ નિરખતાં, કર્મ કચરો ભરી ભરીને. ૪
ધ્યેય મારો એક છે જે, નામ ત્હારૂ નવ ભૂલુ;
ધ્યાન તારૂ નિત્ય સાધુ, ભક્તિરસને ભરી ભરીને. ૫

તાર યા કે માર તો પણ, તું અમારો એક છે;
દાસ કિંકર બાળ ત્હારો, ચરણ પડે છે વળી વળીને. ૬



૪૯

રાગ—ઉપરનો.

વૈભવ અને વાડી ભલે, નોકર અને શોફર ભલે;
અવર માટે કામ નાવે, સુખ એ શા કામનાં. ૧
સાગર ભર્યાં જળથી દીસે, મોજાં અજબ મસ્તી કરે;
પાણી બધું ખારૂં પછી, એ જળ ભર્યાં શા કામનાં. ૨
યોગી અખંડાનંદમાં, સોહમતણાં સ્વપ્નાં લૂંટે;
પરને બુઝાવે નહિ પછી, એ યોગ પણ શા કામના. ૩
ખાવા પીવા ભેગા મળે, મોજે ઉડાવે લહેરથી;
દુઃખ પડે આવે નહિ, એ મિત્ર પણ શા કામના. ૪
સારા પ્રસંગે સૌ મળે, મારાં અને ત્હારાં બધાં;
આફત પડે આવે નહિ, એ સગાં પણ શા કામનાં. ૫
માયા જુઠી આ જગતની, જાણ્યા છતાં સર્વે ભૂલે;
મારૂ થવાનુ નહિ છતાં, એ મોહ પણ શા કામના. ૬
લખ્ખો ફર્યા માયા મહી, યોગી અને ભોગી ઘણા;
કિંકર દિવાનો દાસ કહે, ગુણ ગાઓ શ્રીભગવાનના.૭



૫૦

અંજની

અનાથના અંતરગાં ગાજે,
રૂમઝુમ રૂમઝુમ ઘુંઘર બાજે;
કુડ કપટ ત્યાં કદી ન છાજે,
પ્રભુ પ્રભુનુ નામ. ૧

ન્યાય નીતીની નોબત વાગે,
કામ ક્રોધની નિંદ્રા ત્યાગે;
તુંહી તુંહીમાં ચિતડુ જાગે,
પ્રભુ પ્રભુનુ નામ. ૨

પતીવ્રતાનો પંથ નિરાળો,
પ્રીતમ પ્રીતમ હૈયાનો માળો;
પ્રેમ પુષ્પનો મોંઘો ક્યારો,
પ્રભુ પ્રભુનુ નામ. ૩

લક્ષ્મી દેવીના લાડકવાયા
વૈભવના ઝોલે હુલરાયા,
મોહ દિપકનાં તેજ ઝગાયા,
લક્ષ્મી તણા ગુણગ્રામ. ૪

બાગ બગીચા મહેલ મિનારા,
જોબન જળના એહ કિનારા;

મોંઘી છે મમતાની માળા,
વૈભવના વિશ્રામ. ૫

હીંચો હીંચો ઓ લાડકવાયા,
રંક માનવો કંઇક રડાયા;
શેઠ શેઠનાં સ્વપ્ન વિતાયા,
અમે અમે ધનવાન. ૬

પ્રભુ અમે લક્ષ્મીમાં માન્યો,
જોબનમાં જાદવને જાણ્યો;
વૈભવમાં વૈરાગ પીછાણ્યો,
લક્ષ્મી તણા સંતાન. ૭

પ્રભુ પ્રભુને કોણ પૂકારે,
નયન વ્રષાવે આંસુ ધારે;
કષ્ટ પડે એ નહિ વિસારે,
એ નર સાધે કામ. ૮

મોત કિનારે હસતાં જાવે,
પ્રભુ પ્રભુનાં ગીતડાં ગાવે;
વિમાન લેવા એને આવે,
મુક્તિપુરીનુ ધામ. ૯

દિવાનો કિંકરદાસ.

૫૩

રાગ-રાધા કૃષ્ણ બોલ

નામ નિત્ય બોલ, ગુરૂનુ નામ નિત્ય બોલ;
હૃદય નેત્ર ખોલ, ગુરૂનુ નામ નિત્ય બોલ. ૧
પ્રહ ઉઠી સમરો ગુરૂવરને, પળપળ ધૂન મચાવો મનમે;
ભીતર ત્હારૂ ખોલ, ગુરૂનુ નામ નિત્ય બોલ. ૨
સોહમ સોહમ ઉરમાં ધ્યાવો, મન મંદિરમાં જ્યોતજગાવો;
ભક્તિ ભાવ જોડ, ગુરૂનુ નામ નિત્ય બોલ. ૩
ભવ સિંધુથી કોન બચાવે, ગુરૂ વિના તુ પાર ન પાવે;
રોમ રોમ ખોલ, ગુરૂનુ નામ નિત્ય બોલ. ૪
કિંકર એજ ધૂનીમાં ફરતો, શાંતિ સરોવરનુ જળ ભરતો;
ગુરૂ ગુરૂ બોલ, ગુરૂનુ નામ નિત્ય બોલ. ૫



૫૪

રાગ-ઓ માતૃભૂમી ત્હારા

ઓ પ્રાણનાથ બાબા, શાંતિતણા કિનારા;
ઝળકે પ્રકાષ ત્હારા, આશા તણા મિનારા. ૧
છે મલીનતા રદયમાં, દોષો ભરેલ હૈયાં;
ભક્તિ સુધાથી કરજો, નિર્મળ જીવન અમારાં. ૨
વર્ષો અનંતવાળી, આ જીંદગી વિતાવી;
તો પણ મહાનપુન્યે, શેવક બન્યા ત્હમારા. ૩

આ બાળ સહુ ત્હમારા, ચરણે પ્રણામ કરતાં;
આપો ક્ષમા અમોને, રહીયે સદા ત્હમારા. ૪
મુક્તિ કિનાર સાધ્યો, જ્યોતિ અખંડ જગવી;
તુંહી નામ એક પ્યારા, કિંકર તણા મિનારા. ૫

卐

૫૫

રાગ-કૈલાસવાસી શંભુ તુમસે લાખો પ્રણામ

તુંહી તુંહી ભગવાન, કરીયે ક્રોડો પ્રણામ;
નામ ત્હમારૂં નિત્ય ગવાતુ,
ભિન્ન રીતે જગમાં ભજવાતુ;
તુંહી તુંહી ગુણગ્રામ, કરીયે ક્રોડો પ્રણામ. ૧

અજર અવીનાશી પદ ન્યારૂં,
અમર નગરમાં દિવ્ય ઉજાળુ;
મુક્તિપુરીનુ ધામ, કરીયે ક્રોડો પ્રણામ. ૨

નામ પ્રભુનાં વિધ વિધ ભાસે,
સકળ જગતમાં જ્યોત પ્રકાષે;
તુંહી તુંહીનુ તાન, કરીયે ક્રોડો પ્રણામ. ૩

ઘટ મંદિરને સાફ બનાવો,
પ્રભુ પ્રભુની ધૂન ધખાવો;
શીવસુખનો વિશ્રામ, કરીયે ક્રોડો પ્રણામ. ૪

કિંકર બાળક ભિક્ષા માગે,
તુંહી તુંહીમાં જ્યોતિ જાગે;
ટાળો ભવ સંગ્રામ, કરીયે ક્રોડો પ્રણામ. ૫

卐

૫૬

રાગ-સૂનો સૂનો એ બનકે પ્રાની

ભજો ભજો એ માનવ પ્રાણી,
તુંહી તુંહી જગદીશ કી વાણી. ભજો. ૧

જગ વનવાડી સબ પ્રભુ તેરી,
તરહ તરહકી ભિન્ન અટેરી,
જુઠ જગતકો જાણી. ભજો. ૨

વિવિધ જાતીકા મોહ મિનારા,
ઉસમે કભી ન મોક્ષ તુમારા,
નયા નહિ તરવાની. ભજો. ૩

માયાદેવીકા દુષ્ટ સહારા,
તોપન ગમાર કહત હમારા,
મૂરખ ઢુંડે મધ માની. ભજો. ૪

અપની મોજ મહી સબ મરતે,
નિજકા ખ્યાલ કભી નવ કરતે,
પીછે રડે કયા પ્રાણી. ભજો. ૫

તુંહી ભલા ભગવાન હમેરા,
ઉસ બીન જગમે સબ અંધેરા,
કિંકર અરજ પિછાણી. ભજો.૧

卐

૫૭

રાગ-રખીયાં બંધાવો ભૈયા

માનવ પૂકારે નિત્યે, તુંહી તુંહી સ્વામીરે;

તુંહી તુંહી મનમાં પ્યારો,
તુમ બીન નહિ કોઇ હમારો,
ડૂબતા અમોને તારો,
તુંહી તુંહી સ્વામીરે. ૧

જગબંધન જડથી ભાગો,
તુંહી પદની જ્યોતિ જાગો,
ચિતડું તુંહીમાં લાગો,
તુંહી તુંહી સ્વામીરે- ૨

દીનબંધુ દાતા સ્વામી,
જુગ જુગમાં કીર્તી જામી,
ચરણે પડુ શીરનામી,
તુંહી તુંહી સ્વામીરે. ૩

ભલો ભગવાન હમારો,
ભવભવનાં દુઃખ હરનારો,
અરજી હૃદયમાં ધારો,
તુંહી તુંહી સ્વામીરે. ૪

ભક્તિની ભિક્ષા આપો,
તુંહી તુંહીમાં મનડુ સ્થાપો,
કિંકર તુંહીમાં રાખો,
તુંહી તુંહી સ્વામીરે. ૫

卐

રાગ–મે બનકી ચીડીયાં

હું શાંતિસરોવરમાં,
મનડુ ન્હવરાવું રે;
હું મન મંદિરમાં,
ઝગમગ જ્યોત જગાવું રે. ૧

ભક્તિતણા ઝોલે હું ઝૂલતો,
ત્રિવીધ તાપની આગ બુઝવતો;
હું હસતાં હસતાં,
શાંતિ જળ ઉભરાવું રે. ૨

તુંહી તુંહી ભગવાન હમારો,
તિસબીન કોઇ નહિ મન પ્યારો;

હું મસ્ત બનીને પળ પળ,
તાન મચાવું રે. ૩

વિવિધ રીતે માનવ ગુણ ગાવે,
અંતરમાં આનંદ વહાવે;
હું તુંહી ચરણોમાં લળી લળી,
શીર નમાવું રે. ૪

તુંહી તુંહી મુજ મનમાં પ્યારૂ,
એ વિણ લાગે જગ સહુ ખારૂ;
હું બાળક કિંકર નિત્યે,
ધૂન ધખાવું રે. ૫

卐

૫૯

રાગ–છોટાસા બલમા મેરે આંગણુંપે ગુલ્લી ખેલે

તુંહી તુંહી મન મંદિરમે,
એકહી ભગવાન નિરાળા;
પ્રભુ પ્રભુ તું એક હમારા.

દુનીયાકી જુઠી માયા,
જાણકે માનવ સપડાયા,
અંતે એ રડતે રડતે,
આપકા હી શરણે આયા. ૧

જોબનકી મીઠી લહેરે,
અંધ હોકે મન મકલાયા;
કર્મોંકી રચના ન્યારી,
આંસુડાં નયને ઉભરાયા. ૨

મેરા મેરા હો કરતે,
માનવી મદમે પટકાયા;
જોબનકી જુઠી માયા,
ખ્યાલ નહિ અંતરમે આયા. ૩

દુનીયામેં ઢૂંઢ ચૂકા પણ,
મેરા મુજકો નહિ સમજાયા;
મનડા કો કીમ મનાવું,
નાથ મે તેરા ગુણ ગાયા. ૪

મે પણ ભિખારી તેરા,
દ્વાર પે કુછ લેને આયા;
કિંકર કે પ્રાણપતી તું,
એક હી ભગવાન મનાયા. ૫

૬૦

રાગ—મોહે પ્રેમકે ઝુલે ઝુલાદો કોઇ.

મોરી નૈયા કે નાવી બતા દે કોઇ;
મોરી નૈયા કિનારે લગા દે કોઇ.—એ ટેક.

સાગર બીચમે નાવ ફસાયા,
હાંકને વાલે બોત મુઝાયા;
ભવ નાવસે મુજકો છુડા દે કોઇ. ૧

મોહ મધુરસ પ્રેમ કટોરા,
મહેલ બગીચા ખાટ હિંચોળા;
ઉન મોજમે પ્રભુકો પૂકારે કોઇ. ૨

જોબન ઝુલતે મીઠી મીઠી લહેરે,
અંગપે કફની ઇશ્કકી પહેરે;
ફીર આંસુ વ્રષાતે હે રોઇ રોઇ. ૩

લક્ષ ચોરાશી ચક્કે આંટા,
કર્મ રોપુસે કંઇક ઘવાતા;
શુભ કરણી બીના ન છુડાતે કોઇ. ૪

કિંકર મન ભગવાન નિરાળો,
નૈયાં હમારો બચાને વાલો;
મોરી નૈયા કે નાવી તુંહીરે તુંહી. ૫

卐

રાગ ઉપરનો.

૬૧

અબ જ્ઞાનકી જ્યોત જગા દે પ્રભુ;
તુંહી જયોતિમે જ્યોત મીલા દે પ્રભુ.

કાવ્ય કળા કારો મહા વીરલા,
ગુર્જર કે ગૌરવ લાડીલા;
કવિરત્ન કહાતે જગતમે પ્રભુ. ૧

ચંદ ચકોરા કવિવર તોરા,
ગુર્જર ભમીકે જ્ઞાન હિંચોળા;
ગુણવંત એ ચંદ ગવાતે પ્રભુ. ૨

કાવ્ય સરિતા જગમેહી રેલી,
જ્ઞાન વિભુતી રત્નકી થેલી;
મહારાય કે રાય રીઝાય પ્રભુ. ૩

મે પણ એક ભિખારીહું તેરા,
કાવ્ય ભૂમીમે ફીરતાહું ફેરા;
મુજે ઉનસે તું પાર લગા દે પ્રભુ, ૪

અજ્ઞાની મે કુછ નહિ જાણું,
ગુરૂ કૃપાકી દોરકો તાણું;
તુંહી તુંહી મન એક પૂકારે પ્રભુ. ૫

સબહી વિભૂતી ગુરૂવર કેરો,
કિંકર મનમે લગની અનેરો;
મોહે ઘટમે પ્રકાષ લગાદે પ્રભુ,
મોરી કાવ્યકી પ્યાસ બુઝાદે પ્રભુ. ૬



૬૨

રાગ—આલમમે ડંકા બજાદીયા

એ અલખ જગાવે બ્રહ્મ મહી,
ઘટ મંદિરને નિર્મળ કરતો;
એ દીન દુઃખીયાના અંતર મહી,
જળ શાંતિ સરોવરનાં ભરતો. ૧

ડુંગરડે સ્થાન દીસે એનુ;
ત્યાં તેજ ઝળકતું સોહમનુ;
પરદુઃખ ભંજન પરમેશ્વરનુ,
સંકટ એ ભવ ભયનાં હરતો .૨

મસ્તીનાં તેજ ઝગે વનમાં,
દીપ ૐ તણો પ્રગટે તનમાં;
ભીતરના રોગ જતા ક્ષણમાં,
પરમાતમ પદ એ ઉદભવતો. ૩

પ્રભુતાના તાપ મહી તાપે,
એની જ્યોતિ વિશ્વ મહી વ્યાપે;
એ જાપ જપે મુક્તિ માટે,
જગદીશ્વરના ઝોલે ઝુલતો. ૪

કિંકર મન એક મનાયો છે,
દીનબંધુ નાથ કહાયો છે;
ઘટઘટમાં ઘંટ બજાયો છે;
એ આત્મ સમાધિમાં રમતો. ૫



૬૩

રાગ—એતો દિવાના પ્રભુ તેરે લીયે હય.

બંસીકે નાદ સૂનાદે કનૈયા;
જ્યોતિમે જ્યોત મોલાદે કનૈયા—૧

ગોકુળ મથુરા, કાશી અયોધ્યા,
તેરા ચરનમે માનુ કનૈયા.—૨

શાંતિ સરિતા, ગંગા યમુના;
તેરી સુરતમે જાણુ કનૈયા,

તુંહી મન મંદિર, તુહી મન મૂર્તિ;
તુંહી મન એક મનાયા કનૈયા—૪

તિરથ સારા, મન મંદિરમે;
પ્યારે કનૈયા પ્યારે કનૈયા—૫

તપજપ સંયમ, શાસ્ત્રને પડિમા;
તુંહી તુંહી નામ પૂકારૂં કનૈયા—૬

કિંકર મનમે, એકી કનૈયા;
નૈયાકો પાર લગાદે કનૈયા.—૭



૬૪

રાગ—અલખ દેશમે વાસ હમારા

તુંહી તુંહી ભગવાન નિરાળા
તુંહી તુંહી ઘટમે પ્યારા
તુંહી જીવનમે એક હમારા
તુંહી નયનકા હે તારા— તુંહી ૧

સોહમ સોહમ સુરતા સાધો
પળ પળ ધ્યાન ધરો પ્યારા
ધ્યાતા મુર્ધા ધ્યાન તુમારા
આપ જીવન તારણહારા— તુંહી ૨

માયા છોડી મનકો સાધી
કામ ક્રોધકો હરનારા

સર્વ શક્તિની જ્યોત તુમારી,
અમર રહો જુગમે પ્યારા— તુંહી ૩

મનકી માળા તનકી કફની,
ઘટ મંદિરકો ઉજીયાળો;
બ્રહ્મ નામકી ભસ્મ લગાવો,
અલખ વાસમે રમનારા— તુંહી ૪

ગુણ કયા ગાવુ મન હરખાવુ,
જય જય નાદ કરૂ પ્યારા;
આપ ચરણ કે દુઃખીયા બાળો,
કિંકર અરજ સૂનો પ્યારા— તુંહી ૫



૬૫

રાગ—સમજન આયે માયા

દયા કર દીખાવો માયા આપકી પ્રભો—એ ટેક.

રાય ન જાણે માયા,
રંક ન જાણે માયાઃ
કીસીસે પિછાણે માયા આપકી પ્રભો. ૧

કળીયુગકી હે કીકીયારી,
અગ્નો કર્મોકી ભારી;
કૃપાકર બતાવો માયા આપકી પ્રભો. ૨

મનસેમે બોત મુઝાયા,
અબ તેરા શરણે આયા;
અકળ કહાયે માયા આપકી પ્રભો. ૩

મન મંદિર ધૂન ધખાવે,
તુંહી પદકી જ્યોત જગાવે;
છતાં નહિ દીખાયે માયા આપકી પ્રભો. ૪

કિંકર બાળક કો તારો,
અરજી અંતરમે ધારો;
ક્ષમા કર બતાવો માયા આપકી પ્રભો. ૫



૬૬

રાગ—સુંદીર શામળીયા.

તુંહી તુંહી નામ પૂકારૂ તુંહી ભગવાન ભલા—એ ટેક.
નામ જપુ નિત ત્હારૂં તુંહી ભગવાન ભલા.
ભક્ત જનોનાં સંકટ કાપો,
ધ્યાન વિભૂતી ઘટમાં સ્થાપો;
આશીષ અમને આપો તુંહી ભગવાન ભલા. ૧

સંકટ સમયે ભાન કરાવો,
મનમંદિરમાં પળપળ આવો;
દુઃખડાં દૂર ભગાવો તુંહી ભગવાન ભલા. ૨

જય જય તાન મચાવું મનથી,
ભક્તિ ભૂંગળીયો ગાજે તનથી;
આપ તણા આશ્રયથી તુંહી ભગવાન ભલા. ૩

ચંચળ ચિતને કેમ મનાવું,
સ્નેહ સરોવરમાં ઝુલરાવું;
પળ પળ ઘટમાં ધ્યાવું તુંહી ભગવાન ભલા. ૪

કિંકર દુઃખીયો બાળ ત્હમારો,
ભવ સિંધુથી પાર ઉતારો;
તુંહી તુંહી એક હમારો તુંહી ભગવાન ભલા. ૫



૬૭

રાગ—મેરા મૌલા બુલાવે મદીને મુજે.

મારૂ મનડું પૂકારે તુંહીરે તુંહી,
મારૂ ચિતડુ પૂકારે તુંહીરે તુંહી—એ ટેક.

વિધ વિધ રીતે માનવ ભજે, આ વિશ્વમાં તું એક છે,
આ લોકને પર લોકમાં, તુંહી નામનો સંદેશ છે;
મારૂ મનડું પૂકારે તુંહીરે તુંહી. ૧

માનવ ભૂલાં શાને ભમો, ભક્તિ સુધા ઘટમાં ભરો,
એના વિના ભવ સિંધુમાં, ભમરા બની ભટકયા કરો;
મારૂ મનડું પૂકારે તુંહીરે તુંહી. ૨

લાંબી સફર કરવી તને, એ દેશ ત્હારો દૂર છે,
ભાતું ભરો નિજ આત્મનુ, જુઠું જગતનુ નૂર છે;
મારૂ મનડું પૂકારે તુંહીરે તુંહી. ૩

માયા તણા સાગર મહી, નૈયા હિંચોળા ખાય છે,
રાત્રી દિવસ એ મોહના, સ્વપ્ના મહી અથડાય છે;
મારૂ મનડું પૂકારે તુંહીરે તુંહી. ૪

મદના ભયાનક યુદ્ધમાં, કંઇ માનવી ફાની થયા,
એ કારમા કરવત મહી, કિંકર બની રોતા રહ્યા;
મારૂ મનડું પૂકારે તુંહીરે તુંહી. ૫



૬૮

રાગ—માતા પિતાને મુજકો ગુલહન બનાકે મારા.

મસ્તી જગાવનારા, અપનાહી રંગ દેખો;
જય જય ગજાવનારા, અપનાહી રંગ દેખો. ૧

જો રંગ હૈ જગતમે, માયા તણા મિનારા;
નિજકા સુધારનેકો, અપનાહી રંગ દેખો. ૨

સંસાર હૈ દુઃખોકા, રડતા અનેક પ્રાણી;
તોપણ ગમાર ઉસમે, ઝુકતાહે વોહી દેખો. ૩

મદમે મરા મૂરખડા, મેરા મેરાહી કરતા;
મૃત્યુ કિનાર ભેટે, જબ રામ નામ પેખો. ૪

શાંતિ દિપકકી જ્યોતિ, ચારો દીશા ઝળકતી;
કિંકર પૂકાર કરતે, મન મંદિરે ઉવેખો. ૬



૬૯

રાગ ભેરવી

અમારી નૈયાં ડગમગ થઈ,
રોમ અમારાં થરથર કંપ્યાં,
આંખલડી ભીંજઇ,
કાયા ધ્રૂજી હૈયાં થડકયાં;
રજની સ્વપ્ન વિતઈ. અમારી. ૧
આશાતણા ઝોલે અમ ઝુલતાં,
મસ્ત જીવનની મહી,
અણધાર્યા વાદળ ઘેરાયાં;
ઘોર ઘટા પથરઇ. અમારી. ૨
આશાતણાં નીર હેલે ચડીયાં,
માન પ્રપંચ ગુંથઇ,
કર્મ જાળને કોન ઉકેલે;
પુન્ય વિના કંઇ નહિ. અમારી. ૩
મલીન હૃદયની વાસ મુઝાવે,
મોહ મહી પટકઇ,

માયા દેવીની વિવળ ગતીમાં;
ભાન ભૂલ્યા ભરમઈ. અમારી. ૪
અમ નૈયાને કોન બચાવે,
ધ્યાન સમાધ લઈ,
કિંકર નૈયાં પાર કરો પ્રભુ;
લગની તુંહી લગ રહી. અમારી. ૫



૭૦

રાગ—માલકોશ.

મારૂ મનડું તુંહી તુંહી બોલે—એ ટેક.

એક શામળીયો મન મંદિરમાં,
એના તાનમાં નૈયાં ડોલે. મારૂ. ૧

રોમ રોમમાં તુંહી તુંહી જપતો,
મારા અંતર પટને ખોલે. મારૂ. ૨

કર્મ રીપુથી કંઇક ઘવાયા,
મન માયા કદી નવ છોડે. મારૂ. ૩

તુંહી ભલો ભગવાન નિરાળો,
એનો ભક્તિમાં મનડુ ડોલે. મારૂ. ૪

કિંકર શાંતિ ચરણુના ઝોલે,
એના મનને નિત્ય હિંચોળે. મારૂ. ૫



૭૧

રાગ—માલકોશ.

તુંહી તુંહી મન એક મનાયા—એ ટેક.

તુમ હી એક પિતા મે બાળક,
મેરા નયનોમે જ્યોત છવાયા. તુંહી. ૧

ગગન મંડળમે બાદળ ચઢતે,
ઘન ઘન ઘન મેઘ ગજાયા. તુંહી. ૨

ભવ સિંધુમે કર્મ બાદલીયાં,
અંધાર ઘટા પથરાયા. તુંહી. ૩

શાંતિ દિપકકા દિવ્ય પ્રકાષે,
મોરે મંદિર જ્યોત જગાયા. તુંહી. ૪

શાંતિ શાંતિમન નિત્ય પૂકારે,
તુંહી તુંહી કિંકરે ગુણગાયા. તુંહી. ૫



૭૨

રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી.

પુન્ય ઉદયથી પામીયો,
સદગુરૂ વર ભગવાનજી,

શીષ મૂકયું એના ચરણમાં,
લળી લળી લાગુ પાયજી. પુન્ય. ૧

વર્ષ અનંતા વીતી ગયાં,
ભવમાં ભટકયો અપારજી;
ભક્તિ સુધા ઘટમાં વહી,
મળીયા તારણહાર જી. પુન્ય. ૨

કોઇ ભજે એને રામથી,
કોઇ ભજે દીનાનાથજી,
કોઇ કહે એને કાનુડો,
તુંહી તુંહી નામ ભજાયજી. પુન્ય. ૩

નેત્ર ક્ષમા અમી રસ ઝરે,
અમૃત વાણી વ્રષાયજી;
ચંચળ ચિત જોયા કરે,
મનડુ હરષે ઝુલાયજી. પુન્ય. ૪

સદભાગ્યે શરણુ મળ્યુ,
આતમ નિર્મળ થાયજી;
કિંકર શીર નમાવતો,
અંતરમાં હરખાયજી. પુન્ય. ૫

卐

૭૩

રાગ—હું તો જોબનમાં ઝુલતી કુમારીકા

હું તો આવ્યો છું હર્ષને વહાવતો,
શાંતિ શાંતિના તાન મહી નાચતો. ૧

આફતની હેલીઓ ને જુલમોનાં ઝાડવાં,
હૃદય મંદિરની આગને બુઝાવતો. હું તો૦ ૨

કર્મ તણી કીકીયારી મનને મુઝાવતી,
શામ અંધારી વાદળી નિહાળતો. હું તો૦ ૩

વગડામાં રોઝ ફરે સંસારે માનવી,
ત્રિવિધ અગ્નિના તાપ મહી તાપતો. હું તો૦ ૪

દુનીયામાં સર્વ દુઃખી આશામાં ઝુલતાં,
જીવન આશાના સ્વપ્નને વિતાવતો. હું તો૦ ૫

એક શરણુ મને યોગી ભગવાનનુ,
એની ભક્તિમાં નિત્ય હું તો મ્હાલતો. હું તો૦ ૬

કિંકરદાસ કહે શાંતિ સાગરમાં,
મારા મનડાને સ્નાન હું કરાવતો. હું તો૦ ૭

૭૪

રાગ-પૂજારી મોરે મંદિરમે આવો

કૃપાળુ નાથ દયા દરશાવો—એ ટેક.

ભવસિંધુમાં નૈયા ડૂબતી,
આપ કિનારે લાવો. કૃપાળુ૦ ૧
કર્મરીપુની આગ બુઝાવી,
રહેમદીલી બતલાવો. કૃપાળુ૦ ૨
તુંહી તુંહી ભગવાન હમારા,
મન મંદિરમાં આવો. કૃપાળુ૦ ૩
નામ ત્હમારૂ પળ પળ ભજીયે,
જ્યોતિસે જ્યોતિ મીલાવો. કૃપાળુ૦ ૪
શાંતિ સરોવર હેલે ચઢયું છે,
શાંતિમાં સ્નાન કરાવો. કૃપાળુ૦ ૫
કિંકર દુઃખીયા બાળ રીઝાવા,
શાંતિ સુધા ઉભરાવો. કૃપાળુ૦ ૬



૭૫

રાગ—સહુ ગાવો જીણંદા ગુણગાન

ગાવો ગાવો તુંહી ભગવાન રે,
ગાવો ગાવો તુંહી ભગવાન—એ ટેક.

જીવન પ્રેમને નિત્ય વહાવો,
ચિતડાનાં ચંદન ચર્ચાવો;
પીઓ શાંતિ તણું જળ પાન રે. ગાવો૦ ૧

જ્યોત પ્રકાષો શીવ સુખ વાસી,
અજર અમર પદ ને અવીનાશી,
તુંહી તુંહી જીવનમાં તાન રે. ગાવો૦ ૨

અકળ અરૂપી બ્રહ્મ સ્વરૂપી,
દિવ્ય દિપકની જ્યોત ઝળકતી;
ભક્તિ ભાવે કરો ગુણ ગાન રે. ગાવો૦ ૩

વ્રષે મેહુલો ગગન ગજાવે,
વાદળીઓ જળથી ઉભરાવે;
તુંહી તુંહી સાચો ભગવાન રે. ગાવો૦ ૪

શાંતિ શાંતિની ધૂન ધખવતો,
ક્ષમા સૂત્રની માળ ભજવતો;
પ્રભુ ચરણે કિંકરના પ્રણામ રે. ગાવો૦ ૫



૭૬

રાગ—ખુને જીગરકો પીતી

દુનીયાના બાળ પુકારે નિશદીન,
તુંહી ભલા ભગવાન—એ ટેક.

સંસાર સભી દુઃખીયારા,
તુમ બીન નહિ કોઇ સહારા;
મન મોહન નાથ નિરાળા,
ભજીયે તુંહી ભલા ભગવાન. ૧

દુનીયાદારી મતલબકી,
મતલબકી માળા જપતી;
તુંહી તુંહીની જ્યોત ઝળકતી,
ભજીયે તુંહી ભલા ભગવાન. ૨
દુનીયામે રોશન તેરા,
તુમ બીન સભી અંધેરા;
પ્રીયતમ તું એક હમેરા,
ભજીયે તુંહી ભલા ભગવાન. ૩
મે અનાથ બાળ તુમારા,
તું એક જીવન દાતારા;
દીનબંધુ નાથ નિરાળા,
ભજીયે તુંહી ભલા ભગવાન. ૪
બાળકકી અરજ સ્વીકારો,
ભવ ભયકે સંકટ ટાળો;
કિંકર મન તુંહી આધારો,
ભજીયે તુંહી ભલા ભગવાન. ૫

૭૭

રાગ—ભજલો ભજલો ઓ જગના પ્રાણી

સમાધિ ત્યાગો ઓ પ્રાણ પ્રીતમજી,
તુંહી નિરંજન નાથ—એ ટેક.

ભટકયો હું ભવમાંય અકેલો,
કર્મરીપુએ માર્યો;
રોમ રોમમાં ખૂબ ઘવાયો,
હામ હવે હું હાર્યો. સમાધિ૦ ૧

અનંત વર્ષો આમ વિતાયાં,
છતાં જડયું નહિ બારૂ;
પુન્ય પ્રતાપે નામ ત્હમારૂ,
પળ પળ લાગે પ્યારૂ. સમાધિ૦ ૨

વન વગડામાં રોજ રખડતાં,
તીમ સંસારે રખડુ;
જ્ઞાન ચક્ષુ વિણ ચાર દિશામાં,
અંધ બનીને તફડુ. સમાધિ૦ ૩

આપ રિસાવો નાથ અમારા,
પછી અમે કયાં જાશું;
દયા કરો ઓ દીન દયાળુ,
અંતરમાં હરખાશું. સમાધિ૦ ૪

ગરીબ ગાય સમાં તુજ બાળો,
પદ પંકજમાં પડતાં;
દર્શન માટે ભિક્ષા માગે,
કિંકર થઇ કરગરતાં. સમાધિ૦ ૫

❦

૭૮

રાગ—જાઓ જાઓ કે મેરે સાધુ

મોરી નૈયાંકો પાર લગાવો, તુંહી ભલા ભગવાન.

તુંહી બીના સબ જગ અંધેરા,
તુંહી તુંહી મુજ પ્રાણ;
અબમેરી નૈયાં પાર કરો તુમ,
દીનબંધુ ભગવાન. મોરી-૧

બોત ઢુંઢા મેં ભવસિંધુમે,
મીલા ન કોઇ સુકાન,
પુન્ય યોગસે દર્શન પાયા,
તુંહી તુંહી ભગવાન. મોરી-૨

પ્રેમ બગીચા નાથ તુમારા,
શોભત સ્વર્ગ સમાન;
વીધવીધ રચના મનકો રીઝવે;
તુંહી તુંહી ભગવાન. મોરી-૩

તરહ તરહકા પુષ્પ ખીલા હય,
અમ્રત સમ જળ પાન;
મન મંદિરકી પ્યાસ બુઝાવો,
તુંહી તુંહી ભગવાન. મોરી-૪

નાથ બગીચા સુંદર તેરા,
મુઝે કરો બાગબાન;

આપ ચરણુ કિંકર બાળકકી,
અરજ સુનો ભગવાન. મોરી-૫



૭૯

રાગ—જાઓ જાઓ કે મેરે સાધુ

ભજલો ભજલો એ જગના પ્રાણી,
ભજો સદા કીરતાર—એ ટક.

પ્રભુ વિના ભાઇ કોઇ નહિ જગમાં,
સાચો પરમ દયાળ;
નાથ નિરંજન ભવદુઃખ ભંજન,
ભજ તું વારંવાર. ભજલો-૧

અનેક ભવના પુન્ય પ્રતાપે,
મળ્યો મનુ અવતાર;
ફેર ફેર એ મળવો દુલહો,
ભજ તું વારંવાર. ભજલો-૨

દુનીયાદારી મતલબ કેરી,
મતલબકા સંસાર;
પ્રભુભક્તિ વિન કોઈ નહિ ત્હારૂં,
ભજ તું વારંવાર. ભજલો-૩

પુત્ર મિત્ર સહુ પંખી મેળો,
ઉડી જશે એક વાર;
દીનબંધુ ભગવાન નિરાળા,
ભજ તું વારંવાર. ભજલો–૪

એક દીન હંસ જશે ઘટમાંથી,
રડતો રહે પરિવાર;
કિંકર કહે અણધાર્યાં જાવું,
માલીકના દરબાર. ભજલો–૫



૮૦

રાગ—જાઓ જાઓ કે મેરે સાધુ

અબ તો ચલાયે ઓ પ્રાણ મુસાફીર,
ચલો તુમારા દેશ.—એ ટેક
એકહી આયા એક ચલેગા,
જાના હે પરદેશ;
વતન તુમારા જગસે ન્યારા,
ચલના પડે વિદેશ. અબ ૧

પુત્ર વનિતા યૌવન રસમે,
મનસે બના મહેશ;
અબ મેરી ઘડીયાં સફળ બની હે,
કુછ નહિ મન અંદેશ. અબ ૨

સબળ બની નિર્બળકો મારે,
દયા નહિ લવ લેશ;
એક દીન સબકા આય મુસાફીર;
સભી ચલે પરદેશ. અબ. ૩

ભવ અંધેરા બીચમે ઘેરા,
ન ય ન ફીરે ચોદેશ;
કુટુંબ કબીલો સબજન નિરખે,
હંસ ચલે પરદેશ. અબ. ૪

નાથ તણા નહિ નામ પૂકારા,
મૂરખ ચલા પરદેશ;
કિંકર કહે તું નિશદીન ભજલે,
પ્રભુ પ્રભુ પરમેશ. અબ. ૫



૮૧

રાગ—નિશાની કયા બતાવું રે.

ગુણો હું શું બતાવું રે,
ત્હમારૂં ભાસે અજબ સ્વરૂપ—એ ટેક.

રૂપી કહુ તો રૂપ ન ભાસે,
નયન દીસે અદભૂત;
વર્ણન કરવું કેમ કરીને,
જાણુ નાથ અરૂપ. ગુણો. ૧

વચન શ્રવણુથી નહિ સમજાયે,
વેષ દીસે નહિ કાંય;
દેહ નિહાળે કંઇ નહિ ભાસે,
ભાન ભૂલી ભટકાય. ગુણો. ૨

ધનીક દીસે નહિ રાય દીસે નહિ,
લક્ષ્મી ભલે લખલૂંટ;
મદ માયા ત્યાં ભાન ભૂલાવે,
ભમે બનીને ભૂત. ગુણો. ૩

આશાવાદી અમર આશમાં,
વિવિધ રીતે ગુણ ગાય;
જીવન આશાના અગણિત ભેદો,
પાર કદી ન પમાય. ગુણો. ૪

માયા છોડી મનડુ નિકળ્યું,
ધન વૈભવ વીપરીત;
કુટુંબ કબીલો સબજન છાંડયા,
જુઠી જગની પ્રીત. ગુણો. ૫

યોગી હોય તે આતમ સાધે,
ભોગી ઝટ પરખાય;
ઓળખ કરવી અતિ કઠીન છે,
મૂરખ નહિ સમજાય. ગુણો. ૬

ચકોર નયનો તલસ તલસતાં,
મનડુ ખૂબ તલસાય;
હજુ નથી સમજ્યો આ કિંકર,
લળી લળી લાગુ પાય—ગુણો ૭

૮૨

રાગ—યુવાનો આ હીંદના

ભગવાનની ભક્તિ કરીને
આત્મને દિપાવો—એ ટેક

ભવસાગર તરવાને માટે
એજ નિશાની સાચી છે;
ભક્તિ ઝાઝમાં બેસવાને,
પળ પળ ધૂન મચાવો—૧

કર્મ યુદ્ધ મહાભારત ચાલ્યું,
નિરાધાર સપડાયા છે;
કર્મ ત્હમારાં તોડવાને,
નિત્ય હૃદયમાં ધ્યાવો—૨

મોહ મણીધર નાગ ડશ્યો છે,
માયામાં પટકાયા છો;
માયામાંથી મુક્ત થવાને,
ઘટમાં ઘંટ બજાવો—૩

સદગુરૂ વરની સાચી શેવા,
એ વિણ જગ સહુ જુઠું છે;
મ્હારૂ ત્હારૂં મનથી છોડી,
અંતર જ્યોત જગાવો—૪

કિંકર પાય પડી કરગરતો,
ગુરૂ પદ ભય હરનારૂ છે;
સદગુરૂવરના ચરણ કમળમાં.
સર્વે શીર ઝૂકાવો—૫

卐

૮૩

રાગ—જાઓ જાઓ કે મેરે સાધુ

ભજલે નામ ભજલે નામ,
ભજલે પ્રભુ પ્રભુનુ નામ-એ ટેક.

શેર

ભમીયો ભૂલાં ભવ ચક્રમાં,
ભમરો થઇ પુષ્પે ફર્યો;
મ્હેંકી છતાં નહિ વાસના,
આખર ભુંડા રોતો રહ્યો—ભજલે૦ ૧
મ્હારા અને ત્હારા મહી,
ત્હારૂ વિચાર્યું નહિ કદી;

મૂર્ખો બની જગમાં ફર્યો,
નિજનુ કદી સમજ્યો નહિ--ભજલે૦ ૨

કાયા જુઠી માયા જુઠી,
દુનીયા બધી નિશ્ચય જુઠી;
અંધો બનીને આથડયો,
આખર પ્રભો જવાબો ઉંડી--ભજલે૦ ૩

ભજવા થકી પણ ના મળે,
બોલ્યા કરેથી શું વળે;
ઘટ મેલ જો ધોવાય તો,
ભગવાનને નિશ્ચય મળે--ભજલે૦ ૪

કિંકર કહે મહા પુન્યથી,
માનવ જીવન મોંઘુ મળ્યું,
સદગુરૂ ભગવાનનુ,
સ્વપ્નુ મને ચાચું ફળ્યું—ભજલે૦ ૫

卐

૮૪

રાગ—નથી જગતમાં સાથ સબંધી

ફોગટ ફાંફાં માર મૂરખડા,
નથી જગતમાં સાર;
ભજ તું ઝટ કીરતાર,
પ્રભુ વિણ કોઇ નહિ તારણ હાર-૧

કાયા જુઠી માયા જુઠી,
જુઠા સહુ પરિવાર;
સ્વાર્થ સબંધે મળીયાં સર્વે,
પ્રભુ ભજ વારંવાર;
મૂરખડા નથી જગતમાં સાર—૨

કુટુંબ કબીલો કોઇ નહિ ત્હારૂ,
જુઠો સહુ સંસાર;
દુનીયાદારી દુઃખની કયારી,
પ્રભુ ભજ વારંવાર;
મૂરખડા નથી જગતમાં સાર—૩

ભમતાં ભમતાં પુન્યે મળીયો,
માનવ ભવ અતિસાર;
ત્રિભુવન નાયક શીવસુખદાયક.
પ્રભુ ભજ વારંવાર;
મૂરખડા નથી જગતમાં સાર—૪

કિંકર કહે ભવ સાગર તરવા,
ભજો ભજો કીરતાર,
પ્રભુ વિના ભાઇ કોઇ નહિ જગમાં,
દીન બંધુ દાતાર;
મૂરખડા નથી જગતમાં સાર—૫

卐

૮૫

રાગ—પહાડી.

પ્રભુજી માગુ હું તે આપ.

ના માગુ ધન માલ ખજાનો,
આપ તણા ગુણ વાદ;
શેવા કરતાં નિત્ય તુમારી,
આવે નહિ સંતાપ. પ્રભુજી. ૧

તુજ ભક્તિમાં મસ્ત બનીને,
સદા રહુ આબાદ;
નિશદીન ઘટમાં નામ ત્હમારૂ;
સદા જપુ હું જાપ. પ્રભુજી. ૨

દુઃખડાં સર્વે દૂર કરીને,
શાંતિ વહાવો નાથ;
તુજ ખાતર હું શીર સમર્પુ,
હિંમત ધરૂં અમાપ. પ્રભુજી. ૩

શબ્દ પડે આ રોમરોમમાં,
ત્રિલોક કેરા નાથ;
સદા રહો મુજ મન મંદિરમાં,
મૂર્તી ત્હારી સ્થાપ. પ્રભુજી. ૪

નયન ઉઘાડું ચોદીશ ભાળું,
આપ અખંડ સનાથ;
કિંકર કહે આ દીનબાળકના,
ભવના દુઃખને કાપ. પ્રભુજી. ૫



૮૬

રાગ—પહાડી.

મુસાફીર અબ તું હો તૈયાર.

દુનીયાદારીમે બોત ફીરા પણ,
કીયા નહિ કુછ કામ;
આત્મપિછાણા નહિ તેં તેરા;
શોધા નહિ વિશ્રામ. મુસાફીર. ૧

એક દીન આના એક દીન જાના,
જુઠા જગકા પ્યાર;
દેશ મુસાફીર અપના ન્યારા,
જુઠા સબ સંસાર. મુસાફીર. ૨

આજ ચલે કોઇ કાલ ચલેગા,
જાના હે નિરધાર;
આખર સબકો એક ઠીકાના,
પ્રભુ ભજ વારંવાર. મુસાફીર. ૩

કાયા જુઠી માયા જુઠી,
જુઠા સબ પરિવાર;
દુનીયાદારી સબ હે જુઠી,
જુઠભરા સંસાર. મુસાફીર. ૪

પ્રીતમ પ્યારા એક કનૈયા,
એ બીન નહિ આધાર;
કરગરતો ટંકર વિનવે છે,
પ્રભુ ભજ વારંવાર. મુસાફીર. ૫



## ૮૭

રાગ-વૈશ્નવ જન તો તેને કહીયે

મોત કિનારે હસતાં જાવું,
એહ વીરોની વાણી રે;
શૂરા હોય તે હસતાં ભેટે,
પ્રભુ પદ ઉરમાં આણીરે. ૧

મૃત્યુ નહિ છોડે જગમાંહી,
મૃત્યુ ચોદીશ ફરતું રે;
પ્રભુ ભક્તિ વિણ કોઇ નરોનુ,
જન્મ મરણ નહિ ટળતું રે. ૨

રાય ન છોડે રંક ન છોડે,
મદ માનવનો તોડે રે;
અમર નથી રહેવાતું જગમાં,
મૃત્યુ રણમાં રોળે રે. ૩

મરણુ તણો ભય નાશ કરીને,
મસ્ત જીવનમાં મ્હાલે રે;
પ્રભુ મૂર્તીને ઉરમાં સ્થાપી,
ઘટમાં ઘંટ વગાડે રે. ૪

કિંકર મનમાં એક કનૈયો,
હરદમ ગુરૂ ગુણુ ગાવે રે;
ભવ સિંધુથી પાર ઉતરવા,
ચરણે શીર નમાવે રે. ૫



૮૮

રાગ–વૈશ્નવ જન તો તેને કહીયે.

જગમાં નામ હરીનુ સાચું,
એ વિણ સર્વે કાચું રે,
હરી નામ વિણ સબ જગ જુઠા;
હરદમ ઘટમાં યાચું રે. ૧

પરમાતમ પદ એક જગતમાં,
ભિન્ન રૂપે ભજવાતું રે.

અજર અવીનાશી પદ પ્રભુનુ,
આખર એક કહાતું રે. ૨

રામ ભજે રહેમાન ભજે,
કોઇ કૃષ્ણ તણા ગુણ ગાતું રે;
વીર ભજે વેદાંત ભજે,
કોઇ અંતરમાં હરખાતું રે. ૩

આત્મ પિછાણે એહ નરોનુ,
અંતર નિર્મળ થાતું રે;
ભેદ નહિ ભાસે એ જગમાં,
એક રૂપે સમજાતું રે. ૪

કિંકર કહે પ્રભુ એક જગતમાં,
મનમંદિરમાં યાચું રે;
ભજન કરી લો શુદ્ધ હૃદયથી,
એજ જીવનમાં સાચું રે. ૫

૮૯

## ગ ર બા ઓ.

ગરબો

રાગ—રબારણ મારે નેસલડે

આવો ! આવો રે હો ! બાલુડાં : વેલેરાં આવજો,
પુર્ણીમા આજ રૂડી હો ! અષાડી અલબેલાં તેજજો. આ. ૧

વાજ રૂડી ચમકેલી, ઝબકે ઝબકાવતા,
દિવ્ય રંગ ભાસે રે હો ! બાલુડાં વેલેરાં આવજો.આ. ર

મેઘરાજ ગાજે છે, આભલડે ઘૂરતો,
સૃષ્ટિમાં ઘોર પડે હો ! બાલુડાં વેલેરાં આવજો. આ. ૩

પર્વત ને પહાડ રૂડા, મનડું હરખાવતા,
સુંદર એ શોભતારે હો ! બાલુડાં વેલેરાં આવજો.આ. ૪

ઝરઝરતી હેલીએ, પાણીડાં વર્ષતાં,
વાદળીઓ ઘૂમતીરે હો! બાલુડાં વેલેરાં આવજો.આ. ૫

મસ્તીનાં તેજ ઝઘે, યોગીના મંદિરે,
અંતરમાં મ્હાલતાં રે હો ! બાલુડાં વેલેરાં આવજો. આ.

ૐ નાદ ગાજે છે, મસ્તોના મ્હાડમાં,
ઘટ ઘટમાં રંગ પુરે હો ! બાલુડાંવેલેરાં આવજો. આ.

કાયરનાં કામ નથી, વીરલાની વાડ છે,
અંતર ઓવારતાં હો ! બાલુડાં વેલેરાં આવજો. આ.

સોહમ્‌નાં ધ્યાન અને, શાંતિની દીવીયો,
યોગીના મંદિરે હો ! બાલુડાં વેલેરાં આવજો. આ.

જુઠો સંસાર અને, જુઠી આ જીંદગી,
ભક્તિના ભાવ ભર્યાં હો ! બાલુડાં વેલેરાં આવજો. આ. ૧

ગુરૂવરના ગોઠીઆ, કદી યે ના ચૂકજો,
આજ ગુરૂ પુર્ણીમા હો ! બાલુડાં વેલેરાં આવજો. આ. ૧

શાંતિનાં બાળ અમે, શાંતિને વંદીએ,
શાંતિના ચર્ણમાં રે હો ! બાલુડાં વેલેરાં આવજો. આ.૧૨

કિંકરના મનમાં એ, મોંઘો ભગવાન છે,
જંગલનો યોગીડો રે હો ! બાલુડાં વેલેરાં આવજો. આ.૧૩

卐

૯૦

ગરબો

વ્હાલી લાગે છે મને યોગીની ઝુંપડી.
જંગલનો યોગીડો રે હો ! મસ્તીમાં મ્હાલતો ફરે...૧

યોગીની ઝુંપડીમાં, ભક્તિની હેલીઓ
રોમ રોમ હરખે રે હો ! થડ થડતાં કાળજાં ઠરે....૨

આહિરમાં જન્મ્યો એ, જંગલમાં ઝૂલતો,
વૃક્ષપાન લહેરે રે હો ! કોયલડી નાદ જ્યાં કરે....૩

યૌવનમાં નિસર્યો એ, મુક્તિના કારણે,
ભેખડને પહાડમાં રે હો ! મસ્તોનાં તેજ ઝળહળે....૪

યોગોની સાધનામાં, મનડાને હોમીયું,
મૃત્યુની બાથ ભરી હો ! એકલડો ધ્યાન એ કરે....૫

મનડુ હરખાવતી, પર્વતની છાંયડી,
પશુનાદ ગાજે રે હો ! પ્રભુતાનાં પાત્ર એ ભરે....૬

દીપ આજ ઝગીકયો છે, માનવના મંદિરે,
પ્રેમ નીર વરસે રે હો ! વિશ્વ એના ચર્ણમાં પડે....૭

ભવભવયના રોગ જતા, આશીષની વાસથી,
શ્રદ્ધાનો ટેકોલોરે હો! સિંધુડો પાર એ કરે....૮

કાંટાની વેલડીએ, ચાલે છે માનવી,
તીક્ષ્ણ ધાર ભક્તિની હો ! વીરલાઓ નાચ જ્યાં કરે.૯

આજે આનંદ ભર્યાં, અંતર ઓવારતાં,
આળ સહુ વંદના કરે, કિંકરના પ્રાણ છો ખરે..૧૦



૯૧

ગરબો.

રૂમઝુમ રૂમઝુમ ભક્તિ વહેલ આવે પ્રભુના ધામ જોને;
મસ્ત જીવનના મોંઘા મહેલ મુક્તિપુરીનુ ધામ જોને. ટેક

ઝરમર ઝરમર મસ્તી ઝરતી,
પીયુ પીયુનાં નીર વૃષવતી;
પ્રભુ પ્રભુ છે પ્રિયતમ પ્રાણ સાચા સરજન હાર જોને. ૧

વૃષે મેહુલો ગગન ગજાવે,
વાદળીઓ જળથી ઉભરાવે;
ભક્તિ જળ વરસાવે કોણ મસ્ત જીવનની લહેર જોને. ૨

ભક્તિ વહેલમાં કોન બિરાજે,
પ્રભુ પ્રભુની લગની લાગે;
ગુરૂગમ ગુરૂગમ ખેલે ગેલ એવા વીરલા કોક જોને. ૩
સતી સીતાએ પતીવ્રત પાળ્યું,
રામ રામમાં મનડુ ગાળ્યું;
કળીયુગ ભાસે કાળો કેર એવી સતીયો કોક જોને. ૪
પતી દેવને પ્રભુરૂપ માને,
મોંઘી મનની માળા જાણે;
સતી જીવન હૈયાનો હાર પતી જીવનના પ્રાણ જોને. ૫
જીવન મુક્તિનો મોંઘો માળો,
તુંહી તુંહી ભગવાન નિરાળો;
કિંકર મનમાં મોંઘો મહેલ એક ભલા ભગવાન જોને. ૬



૯૨

ગરબો.

હું તો પ્રિયતમના પંથડે સિધાવું રે, હર્ષની હેલીઓ કરૂં.
મારા અંતરના ભાવથી હુલાવું રે, નીર હું તો શાંતિનાં ભરૂં.

સાખી.

મોંઘી માળા પ્રીતમની, મોંઘો મનનો હાર;
મોંઘો મારો કાનુડો, પ્રીતમ પ્રીતમ ભરથાર;

પ્રેમ પુષ્પોની માળ હું ચઢાવું રે, મનડામાં હર્ષને ભરૂં.
પ્રભુ જયજયના નાદથી વધાવું રે, ધ્યાન ત્હારૂં નિત્ય હું કરૂં. ૧

પ્રીતમ પ્રીતમના પ્યાસમાં, મનડું ખૂબ તલ્લસાય;
જગજીવન જગદીશનું, પળ પળ નામ જપાય;

આવો આવો મોંઘેરા નાથ રે, શીર ત્હારા ચર્ણમાં ધરૂં.
મારો ઝાલો હવે તમે હાથ રે, સિંધુડો પાર હું કરૂં. ૨

ભટકયો ભવનગરી મહી, ફર્યો અનંતિવાર;
તો પણ પુન્ય થકી પ્રભો, મળ્યો મનુ અવતાર;

મારા અંતરની આગને બુઝાવ રે, પાણીડાં ભક્તિનાં ભરૂં.
મને શાંતિનું પાન પોવડાવ રે, દીપ હું તો પ્રેમના ધરૂં. ૩

નાવ ઝુલે સંસારમાં, નૈયાં ડગમગ થાય;
પ્રીતમપ્રીતમ વિણ કોઇ નહિ, પ્રાણપતિ કહેવાય;

મારા ન્હાવલીયા નાવ તું બચાવ રે, નાવ મારૂં સાગરે ચડયું.
દયા સિંધુ દયા દરશાવ રે, કરગરતો પાય હું પડું. ૪

કિંકર બાળક તાહરાં, તું મન મંદિર પ્રાણ;
જંગલના યોગી પ્રભો, એક ભલા ભગવાન;

યોગી યોગીના ચર્ણમાં પ્રણામ રે, હર્ષ ધરી વંદના કરૂં.
પ્રભુ મુક્તિપુરીનું ધામ રે, ભવભયના દુઃખને હરૂં. ૫

❦

૯૩

## ગરબો

( રાગ—તેરે પૂજનકો ભગવાન )

આનંદ આનંદ વર્તાય, એવું ધામ મુક્તિનું,
સ્વર્ગતણી એ સીડીયોને, મસ્ત જીવનના મહેલજો;
ઝગમગ જ્યોતિ થાય, એવું ધામ મુક્તિનું. ૧

પુન્ય પગથીયાં ચડવાં ભારે, વીરલનરોનાં કામજો;
દુઃખડાં દૂર ભગાય, એવું ધામ મુક્તિનું. ૨

ચિતડુ સાધે મન આરાધે, આતમ નિર્મળ થાયજો;
પુન્ય બળે નિરખાય, એવું ધામ મુક્તિનું. ૩

જગમાયાને જુઠી જાણો, દુઃખભર્યો સંસારજો;
અદ્ભુત આલેખાય, એવું ધામ મુક્તિનું. ૪

વૈકુંઠની એ મોંઘી વાડી, તુંહી તુંહીનુ તાનજો;
બ્રહ્મ સ્વરૂપ દેખાય, એવું ધામ મુક્તિનું. ૫

ભક્તિ ભક્તિનુ ભાતું ભરજો, કોઈ ન તારણહારજો;
જનમ જનમ સુખ થાય, એવું ધામ મુક્તિનું. ૬

કિંકર મનમાં મોંઘી માળા, એક ભલા ભગવાનજો;
અજર અમર કહેવાય, એવું ધામ મુક્તિનું. ૭

❧

૯૪

ગરબો.

( મારા સાસરીયે જઇને કહેજો એટલડું. )

પ્રાણ પ્યારા પ્રીતમજી,
અરજી સ્વીકારજો.
આવ્યા ત્હમારે આંગણે—ટેક
ભિખભકિતની માગીએ ભિખારી,
ત્હારા ચરણે પડે વારી વારી;
અમે ભકિતની ભિખને સ્વીકારી પ્રીતમજી,
આવ્યા ત્હમારે આંગણે....૧ પ્રાણ.
કર્મ આંધી ચઢી છે અપારી,
દુઃખો જન્મ મરણનાં ભારી;
અમે અંતરથી હામ હવે હારી પ્રીતમજી,
આવ્યા ત્હમારે આંગણે .... ૨ પ્રાણ.
મોહ માયા જીવનમાં વિકાસી,
એના બંધનથી જીવ ગયો ત્રાસી;
ત્હારી જયોતિ જગતમાં પ્રકાશી પ્રીતમજી,
આવ્યા ત્હમારે આંગણે .... ૩ પ્રાણ.
પ્રભુ જયોતિથી પાપ નાશ થાશે,
પછી મનડામાં તાન ઉભરાશે;
બાળ નિત્યે તું'હો ગુણ ગાશે પ્રીતમજી,

આવ્યા ત્હમારે આંગણે .... ૪ પ્રાણ.
પ્રભો શાંતિનાં જળ વરસાવો,
ત્રિવીધ અગ્નીના તાપને બુઝાવો;
દાસકિંકરમાં તાન ઉભરાવો પ્રીતમજી,
આવ્યા ત્હમારે આંગણે .... ૫ પ્રાણ.

卐

૯૫

ગરબો.

( રાગ—ભેટે ઝુલે છે તરવાર )

તુંહી તુંહી સાચો ભગવાન,
નિત્ય ભજો અંતરના ભાવથી.
પ્રાણ નાથ પ્યારો પ્રીતમજી નિરાળો,
તુંહી તુંહી હયાનો હાર,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૧

કોઇ ભજે રામ એને કોઇ ભજે શામથી,
ભિન્ન ભિન્ન હૈડાનાં તાન,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૨

માનવ અવતાર મહા પુન્ય થકી પામીયા,
તુંહી તુંહી મોંઘો છે માળ,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૩

ભક્તિનાં પાત્ર વીરા ભરજો આનંદથી,
તુંહી તુંહી સાચો વિશ્રામ,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૪
માયાના મોહ મહી આથડતા વિશ્વમાં,
શુદ્ધબુદ્ધ કરશે ભગવાન,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૫
શાંતિનાં નીર વીરા અંતરમાં પુરજો,
તુંહી તુંહી કરજો ગુણગાન,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૬
કિંકર બાળ પ્રભુ મસ્તીમાં નાચતાં,
તુંહી તુંહી ચરણે પ્રણામ,
નિત્ય ભજો અંતરના ભાવથી. ૭

卐

૯૬

રાગ—રબારણ હો મારે નેસલડે;

પ્રીતમજી હો ! મોરે મંદિરીયે,
મોરે મંદિરીયે હો ! પધારો મોરે મંદિરીયે-૧
મોરે મંદિરીયે અલબેલી મેડીયો,
ભક્તિના ગોખ રૂડા હો ! પધારો મોરે મંદિરીયે-૨
પ્રેમ પુષ્પ હાર ગુંથ્યો કંઠે સોહાવવા,
કંઠે સુહાવવા રે હો ! પધારો મોરે મંદિરિયે-૩

ધીરજનો ધુપ અને શાંતિની દીવીયો,
પ્રગટયો પુનમ ચંદ હો ! પધારો મોરે મંદિરીયે-૪.

અનુભવની આરતી ઉતારૂ આનંદથી,
ચિતડાનાં ચંદન રે હો ! પધારો મોરે મંદિરીયે-૫.

પળપળ હું જાપ જપુ પ્રાણ પ્રભુ માહરા,
ટળવળતાં વાટ જોઉં હો ! પધારો મોરે મંદિરીયે-૬.

શાં શાં સન્માન કરૂ હું તો પ્રીતમજી,
અંતરના પ્રાણનાથ હો ! પધારો મોરે મંદિરીયે-૭.

કિંકર બાળ પ્રભુ ચરણોનાં પંખીડાં,
કરગરતાં પાય પડે હો ! પધારો મોરે મંદિરિયે-૮



૯૭

રાગ—નાગર વેલીયો રોપાય.

એની જ્યોતિ ઝગમગ થાય, યોગી ડુંગરડે ખેલે;
ત્યાં આતમ ધન લૂંટાય, જગના માનવી લે લે-૧

ધ્યાન મઢુલી સોહમ કેરી, અદભૂત રૂપ નિરખાયજો,
રૂમઝુમ રૂમઝુમ થાય, યોગી ડુંગરડે ખેલે-૨

ખેલ રમે એ મનમંદિરમાં, ધ્યાતા મુર્ધા નાદ જો,
અગમ કટોરા પાય, યોગી ડુંગરડે ખેલે-૩

વીર નિહાળે ભકિત વાટે, કાયર નિરખે માયા જો,
ચિતડુ નિર્મળ થાય, યોગી ડુંગરડે ખેલે-૪

ધામ યોગીનું બ્રહ્મ દશામાં, પંથ વિકટ દેખાયજો,
શૂરવીર હસતાં જાય, યોગી ડુંગરડે ખેલે—૫
કિંકર મનમાં એક કનૈયો, મોંઘી મનની માળજો,
હૈયા કેરો હાર, યોગી ડુંગરડે ખેલે—૬



૯૮

રાગ—તેરા પૂજનકો ભગવાન.

મારા મોંઘેરા ભગવાન, કનૈયા મનમંદિરના પ્રાણ.

—એ ટેક.

જ્યોત ઝળકતી ચાર દિશામાં, આતમ તારણહારરે;
મોંઘેરો વિશ્રામ, કનૈયા મનમંદિરના પ્રાણ. ૧

આત્મ અખંડાનંદનાં, ઝરણ વહાવો આપરે;
ભિન્ન ત્હમારાં તાન, કનૈયા મનમંદિરના પ્રાણ. ૨

આપ અખંડ સ્વરૂપ છો, અવીનાશી પદ ધારરે;
પળપળ કરીયે ધ્યાન, કનૈયા મનમંદિરના પ્રાણ. ૩

સંકટ ટાળો પાર ઉતારો, દુઃખડાં દૂર ભગાયરે;
સર્વ કરે ગુણગાન, કનૈયા મનમંદિરના પ્રાણ. ૪

દીન બાળક હું આપનો, કિંકર ચરણે નમતોરે;
શીષ મૂક્યું ભગવાન, કનૈયા મનમંદિરના પ્રાણ. ૫



૯૯

રાગ—તેરા પૂજનકો ભગવાન.

હું તો લળીલળી લાગુ પાય, ભલા ભગવાન તુંહી કહેવાય.
એ ટેક.

મંદિર મનોહર ઝળકાયા, તુંહી તુંહીનાં જળ ઉભરાયા;
રૂમઝુમ રૂમઝુમ થાય, ભલા ભગવાન તુંહી કહેવાય.
હું તો. ૧

ચિતનાં ચંદન ચર્ચાવું, મન મંદિરમાં હુલરાવું;
ધિરજનો ધુપ મહાય, ભલા ભગવાન તુંહી કહેવાય.
હું તો. ૨

દિપ પ્રેમ તણો પ્રગટાવું, પળ પળ હું તાન મચાવું;
દીનબંધુ નાથ ગવાય, ભલા ભગવાન તુંહી કહેવાય.
હું તો. ૩

તુંહી તુંહીની લગની લાગી, ભવભયની ભ્રમણા ભાગી;
ઘટ મંદિર નિર્મળ થાય, ભલા ભગવાન તુંહી કહેવાય.
હું તો. ૪

જય જયની જ્યોત જગાવું, ચરણોમાં શીર નમાવું;
કિંકર બાળક ગુણ ગાય, ભલા ભગવાન તુંહી કહેવાય.
હું તો. ૫



## ૧૦૦

### રાગ—એ સીતમગર જુલ્મો ત્હારા

અંધ બની આથડીયા જગમાં,
પછી મળે કયાંથી ભગવાન.—એ ટેક.

પ્રભુ પંથ દુનીયાથી ન્યારો, અલખ વાસમાં એ વસનાર;
મદમાયામાં ભાન ભૂલ્યા ત્યાં, પછી મળે કયાંથી ભગવાન.૧

ટીલાં કરતાં માળા જપતાં, મુખે કરે જય જયનુ તાન;
ઘટ મંદિર નહિ સાફ બને ત્યાં, પછી મળે કયાંથી ભગવાન.૨

ભસ્મ લગાવે ધૂન ધખાવે, નદી તટે જઇ કરતા સ્નાન;
મનડુ નહિ ધોવાય અરેરે, પછી મળે કયાંથી ભગવાન.૩

આત્મ પિછાણે નિજનો જ્યારે, સદા કરે સમતા રસપાન;
હૃદય તણા સહુ રોગ ટળે તો, પછી મળે સ્હેજે ભગવાન.૪

કિંકર કહે એ વિકટ પંથ છે, કાયર નરનુ ત્યાં નહિ કામ;
મસ્ત ફકિરો મનને સાધે, પ્રભુ પ્રભુમાં રહે ગુલતાન.૫

## ૧૦૧

### રાગ—છોટી બડી ગૌઆંરે

નિત્યે સહુ ધ્યાવો રે, તુંહી તુંહી ભગવાનના—એ ટેક.
અલખ જગાયો એને, અમર નગરમાં;
અવિચળ ધામ કહાય, તુંહી તુંહી ભગવાનના. ૧

ભવ્ય ભૂમી એનુ, અકળ સ્વરૂપ છે;
દિવ્ય દિપક ઝળકાય, તુંહી તુંહી ભગવાનના. ૨
સોહમની ધૂન અને, શાંતિનાં ઝરણાં;
માયા અકળ કહાય, તુંહી તુંહી ભગવાનના. ૩
મસ્તી ખીલાવી, નિઝાનંદ વહાવો.
પરમાતમ પદ પાય, તુંહી તુંહી ભગવાનના. ૪
કર્મ કંટક એને, ક્ષણ મહી તોડયાં;
સર્વ તુંહી ગુણ ગાય, તુંહી તુંહી ભગવાનના. ૫
કિંકર મન તુંહી, એક મનાયા;
દીન બંધુ કહેવાય, તુંહી તુંહી ભગવાનના. ૬



૧૦૨

(રાગ-નીર હેલે ચડયાં ગરબાનો)

મને વ્હાલા પ્રીતમજી પ્રાણ રે,
નીર હું તો ભક્તિનાં ભરૂં—ભક્તિનાં ભરૂં.

સાખી

ભવસિંધુમાં જળ ભરૂં, ગાગરડી છલકાય;
નાવ ચડયું વંટોળમાં, નૈયાં ડગમગ થાય;
મેં તો બાંધ્યા ઘડુલીએ તારરે,
નીર હું તો ભક્તિનાં ભરૂં-ભક્તિનાં ભરૂં. ૧
કર્મ તણી વેદી મહી, દુઃખ તણો નહિ પાર;
જગમાયા જુઠી છતાં, રખડયો અપરંપાર;

પ્રભુ બનજો દયા દાતાર રે,
નીર હું તો ભક્તિનાં ભરૂં-ભક્તિનાં ભરૂં. ૨

પ્રેમ સરોવરમાં પડયો, રદય થયું નહી ભાન,
તુમ વિણુ કોઇ નહિ પ્રભુ, અમ અંતરના પ્રાણુ;
પ્રભુ ડૂબતા હવે તું તારરે,
નીર હું તો ભક્તિનાં ભરૂં-ભક્તિનાં ભરૂં. ૩

પ્રીતમ તમારા આંગણે, ઝગમગ જ્યોતિ થાય;
ભક્તિ સરોવર ઉલટે, અમૃત નીર વરસાય;
પ્રભુ મોંઘા હૈયાના હાર રે,
નીર હું તો ભકિતનાં ભરૂં-ભકિતનાં ભરૂ. ૪

મન મંદીરમાં આવજો, પ્રીતમ પ્રીતમજી પ્રાણુ;
શીષ નમાવું ચર્ણમાં, દીનબંધુ ભગવાન;
આવો આવો મોઘેરા નાથ રે,
નીર હું તો ભક્તિનાં ભરૂં-ભકિતનાં ભરૂં. ૫

એક કનૈયો તું પ્રભો, મોંઘી મનની માળ;
દીનબંધુ દાતા તમે, સાચા પરમ દયાળ;
પ્રભુ કરજો કિંકરને સ્હાયરે,
નીર હું તો ભકિતનાં ભરૂં-ભકિતનાં ભરૂં. ૬

૧૦૩

## એક તારાનાં કાવ્યો

### ભજન.

સતગુરૂ ભજન કરી લે ભઇ.
બાળપણે તું લાડમાં ઉછર્યો, માતપિતા હરખઈ;
જબ તું યુવાન વયમાં આયો, કશું કર્યું તેં નહિ.
—સતગુરૂ ૧

યુવાન વયમાં ખૂબ મકલાયો, મદની જંજીર લઇ;
હસતાં હસતાં ખેલ ગુમાયો, પીછે રડે કયા ભઇ.
—સતગુરૂ. ૨

વૃદ્ધ ઉંમરમાં હાડ ખવાયો, સૂતો પથારી મહીં;
ઘરની નારી ગોદા મારે, ગર્થ રહયું નહિ કંઇ.
—સતગુરૂ. ૩

દુનીયાદારીના અજબ તમાસા, સ્વાર્થની સર્વ સગઇ;
મોહ માયામાં મરે આ જીવડો, કશુ સૂઝે ત્યાં નહિ.
—સતગુરૂ. ૪

ભજન વિના કોઇ પાર નહિ પામ્યા, આતમનુ
હીર એ ભઇ;
કિંકર દાસ કહે સતગુરૂ વરની, સાચી કીધી છે સગઇ.
—સતગુરૂ. ૫

૧૦૪

ભજન

સંતો અમર રહે છે ભઇ, એને જનમ મરણ ફરી નહિ.
સંત બનીને નિજનુ સાધે, પરમાં પડે એ નહિ;
દુનીયા દોરીથી દૂર રહીને, નાચે આતમની મહી.
સંતો. ૨

અગમ કુવામાં જાળ બિછાવે, અદભૂત દોરી લઇ;
સોહં સોહં ધ્યાન કરીને, શોધે એ બ્રહ્મ સગઇ.
સંતો. ૩

અકળ કોટના અતિ દરવાજા, કોને દીઠા કહો ભઇ;
આત્મ મસ્તામાં રમતા સંતો, નજર કરી બતલઇ.
સંતો. ૪

સતગુરૂ મારો આતમ સાધે. ન્યારો જગતથી રહી;
કિંકરદાસકહે આતમ ધ્યાન બીન, મુકિત મળે નહિ નહિ.
સંતો. ૫



૧૦૫

રાગ—હંસલો નાનો ને દેવળ જુનું રે થયું.

જ્ઞાન ના થયું રે જીવને ભાન ના થયું,
સતગુરૂ મળીયા તોયે જ્ઞાન ના થયું. ૧

માટીની ઘડેલી કાયા, માટી મહીં મળશે શાણા;
દેહને છોડીને હંસા ચાલ્યા રે જવું. જ્ઞાન. ૨
માટી તણા માળા ઉપર, મોહયો છે મુસાફીર;
અમ્રત મુકીને વિષ પાનને પીયું. જ્ઞાન. ૩
કુટુંબ કબીલો મળીયાં, સ્વાર્થ સબંધે તુજને;
મારા ને ત્હારામાં નિજનુ ગુમાવી દિયું.જ્ઞાન. ૪
કિંકર દાસ કહે, સતગુરૂ સાચો સ્વામી;
સતગુરૂ વરનું મેં તો શરણુ ભયું. જ્ઞાન. ૫



૧૦૬

રાગ—જ્ઞાન ના થયું રે જીવને જ્ઞાન ના થયું.

શું રે કરૂં રે હવે શું રે કરૂં,
ગુરુવર ગુરુવરનું ધ્યાન ધરૂં.....ટેક.

ગુરુવર માતા પિતા, ગુરુવર દીન દાતા;
ગુરુનામ ભજવાથી, હું પ્રભુને મળું. શું–૧
આરે જીવનમાં સાચો, ગુરુવર ગુરુવર;
સદગુરુવરના ચરણે, સહુ રે ધરૂં. શું–૨
દુનીયાદારીનાં સુખો, દુઃખ રૂપ ભાસે;
આરે દુઃખડામાં, એનું શરણુ ભયું. શું–૩
ચિતડાની ચોરી જાણે, ડૂબતાને કાંઠે આણે;
ભવરૂપી દરીયામાંથી, કેમે તરૂં. શું–૪

વિષડાની વેલે ચઢીયો, ભવસાગર એળે કરીયો,
માયાના ફંદે હુંતો, રમ્યા રે કરૂં. શું-૫

હજુ નથી સમજ્યો કિંકર, સતગુરુવરને;
સતગુરૂવરને મારી, અરજો કરૂં. શું-૬



૧૦૭

ભજન

મૂરખ મન કયા કરેરે, તેરા કોઈ નહિ અહીં સંગી.
પરભવમાં કંઇ પુન્ય કર્યું તો, માનવ દેહ તું પાયો;
અબ તું ભજન કરી લે ભાઈ, તો કુછ કર્મ કટાયો. મૂ.
ચોરાશી ચક્કરના ફેરા, ફીરતાં ફીરતાં આયો;
ન્હાવડું તારૂં ચોદીશ ફરીયું, જબ તુ કાંઠો પાયો. મૂ.
ભવસમુદ્રકી બીચમે આયો, જબ તુ ખૂબ ગભરાયો;
હાંકનેવાલો મળ્યો મુતાબીક, ડૂબતાં તુને બચાયો. મૂ.
સતગુરૂ મળે તો માર્ગ બતાવે, દેહનાં દર્દ દબાવે;
કિંકરદાસ હૃદયથી ભજતો, ગુરૂ ગુરૂ ગુણ ગાયો. મૂ.



૧૦૮

ભજન

સમજ મન મેરા રે, જગમે નહિ કોઇ તેરા;
તેરા હે સો તેરી પાસે, બાકી સબી અનેરા. સ. ૧

જબ તુ ઉદર મહી બસતોતો, તબ પ્રભુને ભજતોતો;
બંધનમાંથી મુક્ત થવાને, હરદમ જપ કરતોતો.સ. ૨

નવ માસ તુ માત ઉદરમે, ઉંધા શીરે લટકયોતો,
ઉદરતણા અવધીકષ્ટોમાં, નિત્ય અરજ કરતોતો. સ. ૪

ઉદર થકી તેં જન્મલીયા જબ, અતિ હર્ષે ઉછર્યો તું;
દીનદીન વધતાં બાળપણેથી, યુવાન વય પામ્યો તું. સ.૪

કુટુંબ કબીલા સબ જન બીચમેં, મોજમજા કરતો તું;
અબ મેરી ઘડીયાં સફળ બની હે, મુકિત પુરી
ગણતો તું. સ. ૫

ઉંદરતણા સબ દુઃખ વિસરીને, અંધારે ભટકાણો;
સાચા હીરાની શોધ મુકીને, પત્થરમાં પટકાણો. સ. ૬

ભકિત વિના કોઇ પાર નહિ પામ્યા, ભકિત સદા ઉર ભરતું;
કિંકરદાસ કહે ભકિત વિના ભાઇ, પાર નહિ પામે તું.
સ. ૭



૧૦૯

ઘટમાં સફર કરી લે ભઇ, ઘટમાં સફર કરી લે ભઇ.
ઘટ મંદિરમાં આયો મુસાફીર, ઝગમગ જ્યોતિથઇ;
લપટાયો ત્યાં ભોળો મુસાફીર, પંથ ભૂલ્યો ભરમઇ. ૧

મોહે મળીને મોંઘો બનાયો, લોભે મુઓ લલચઇ;
લાવેલ સઘળો ગર્થ ગુમાયો, પીછે રહ્યા નહિ કંઇ.

ટીકીટ કટાવા આવો મુસાફીર, હાકલ હાકમની થઈ;
ખર્ચી હતી તે બેસી ગયા સહુ, બાકી રખડીયા અહીં

ઘટ મંદિરથી ચાલ્યો મુસાફીર, બ્રહ્મ સ્ટેશન બદલઇ;
બ્રહ્મ સ્ટેશનથી આગે નિરખતાં, અનહદ નાદ બજઇ.

કિંકર કહે છે ઘટ મંદિરની, અદભૂત માયા ભઇ;
શૂરા હોય તે શોધી કાઢે, તરે એ ભવની ખઇ.

૧૧૦

રાગ—મિશ્ર

ભાગ્ય વિના ભાઇ કંઇ નહિ પાવે,
ભાગ્ય તણી અદભૂત કહાણી;
ભાગ્ય વિનાની સઘળી બાજી,
આખર મળશે ધૂળ ધાણી–૧

ભાગ્ય થકી કંઇ રાય બને છે,
રંક ભરે ઘર ઘર પાણી;
પેટ ખાતર કંઇ ઘર ઘર ભટકે,
ગાળ ઉપરથી સૂણવાની–૨

શેઠ બની મોટરમાં મ્હાલે,
સ્વર્ગ પુરી મનમાં માની;
પુન્ય વિના ભાઇ કંઇ નહિ પામે,
પુન્ય કરો સાચું જાણી-૩

ભાગ્ય રૂઠે ત્યાં કંઈ નહિ ચાલે,
પળમાં સર્વ બને ફાની;
હાય જીવનમાં કંઈ નહિ કરીયું,
પછી રડે પોકો તાણી-૪

પરમારથ કર પ્રીત ધરીને,
એહ વિના સહુ ધૂળધાણી;
પરને શાંત કરીશ તો તુજને,
સાચી શાંતી મળવાની-૫

સારૂ નરસુ કર્મ કરે છે,
કર્મ નચાવે સહુ પ્રાણી;
કિંકર કહે સુખ દુઃખ ભોગવવાં,
કર્મ તણી એ નિશાની-૬



૧૧૧

રાગ—આશાવરી.

ગુરૂ બીન કોઇ ન તારણહાર.
તન દુઃખીયારા મન દુઃખીયારા,

જગમાંહે સબ જન દુઃખીયારા;
ત્રિવિધ ત્રિવિધ તાપે બળનારા,
રડતા આંસુ ધાર................. ગુરૂ ૧

રાય ભિખારી રંક ભિખારી,
મોટર મે ફીરનાર ભિખારી;
સંત અરી સંન્યાસ ભિખારી,
ભિખ ભરા સંસાર................. ગુરૂ ૨

કોઇ નહિ ધન જન દુનીયામે,
કોઇ નહિ નિર્ધન દુનીયામે;
કર્મ વિપાકે સબ જન પામે,
ઇશ્વરકા સબ બાળ................. ગુરૂ ૩

મન મગરૂર બનાકે ફીરતે,
ધન વૈભવ મે કુછ નહિ કરતે,
પ્રભુ પૂકારે મરતે મરતે,
કરગરતા નિરધાર................. ગુરૂ ૪

મન સાધે વો સબ સે મોટા,
ઉન ચરણો મે સબ જન લોટા;
કિંકર બાળક સબસે છોટા,
ગુરૂ મુજ પાલનહાર................. ગુરૂ ૫

૧૧૨

આશાવરી.

કનૈયા મોંઘો મન વિશ્રામ.

કોઈ ભજે હરીહર બ્રહ્માથી,
કોઇ ભજે તુંહી તુંહી મનવાથી;
પાપ જતાં પળ પળ જપવાથી,
વિવિધ ત્હમારાં નામ........... કનૈયા ૧

ગંગા જમના યમુના ઘાટે, સ્નાન કરે વૈકુંઠને માટે;
વીરજતા વિઠલની વાટે, ભિન્ન ત્હમારાં તાન. કનૈયા ૨

કોઇ અલખ જંગલમાં જગવે, કોઇ બિરાદર બંસી બજવે;
મસ્ત જીવો સોહમ્‌ને જગવે, સર્વ કરે ગુણ ગ્રામ. કનૈયા ૩

જૈન જીનેશ્વરના ગુણ ગાવે, આખર મારગ એકજ આવે;
કોન ભીતરના રોગ હઠાવે, એક દીસે તુજ નામ. કનૈયા ૪

કિંકર બાળક છે દુઃખીયારો, એક દીસે આધાર તમારો;
જન્મ મરણનાં દુઃખડાં ટાળો,મન મંદિરના પ્રાણ. કનૈયા ૫

卐

૧૧૩

રાગ—અછે મેરા દીનાનાથ.

ચાલો ! ચાલો ! પ્રેમ સલુણા, પ્રીતમ પાસે જઇયે;
સુખદુઃખની વાતલડી આપણુ, સાથે જઇને કહીયે. ચા ૧

પ્રાણપતી એ મન મંદિરનો, અળગા શાને થઇયે;
હસતાં હસતાં દર્શન કરવા, પ્રીતમ પાસે જઈયે. ચા ૨

સુખદુઃખનો એ સત્ય વિસામો, વાતો મનની કહીયે;
મન ઓવારી તન ઓવારી, પ્રીતમ સાથે રહીયે. ચા ૩

ભલે નથી આપણુ ધનવાનો, ગુણ સહુ એના ગઇયે;
આતમ લક્ષ્મી લૂંટવા કાજે, પ્રીતમ પાસે જઇયે. ચા ૪

કોઇ લૂંટાવે સોના મહોરો, રમતા કોઇ રૂપૈયે;
ભક્તિ ધન છે આપણુ પાસે. પ્રીતમને જઈ કહીયે. ચા ૫

અમને પ્યારો પ્રાણ પ્રીતમજી, લક્ષ્મીથી ન ફુલઇયે;
ભક્તિ ધનની મોંઘી થેલી, ત્યાં જઇને લૂંટઇયે. ચા ૬

પ્રીતમ જશે ત્યાં આપણ જાશું, દોરડીયે વીંટઈયે;
લોક ભલે કહે ગાંડા અમને, જગ સાથે નવ રહીયે. ચા ૭

મનમંદિરમાં એક કનૈયો, ગીતડાં એનાં ગઈયે;
નિશદીન એનુ ધ્યાન કરીને, પાવન સર્વે થઈયે. ચા ૮

બાળક કિંકરદાસ કહે છે, પર આશે નવ રહીયે;
દીન બંધુ ભગવાન નિરાળા, સુખ દુઃખ એને કહીયે. ચા ૯

卐

૧૧૪

રાગ—કાનુડા તારી કામણ કરનારી.

પ્રીતમજી ત્હારી આંખલડી પ્યારી
જગનો સાચો ઉપકારી......ટેક

ભવ નગરીમાં ભમતાં ભમતાં,
સુરત મળી ત્હારી;
મન મંદિરમાં મૂર્તી લાગે પ્યારી,
પ્રીતમ આશ પુરો મારી....પ્રીતમજી ૧

જન્મ મરણનાં દુઃખડાં મુઝવે,
કષ્ટ અતિ ભારી;
ભવ રોગ નિવારો ચર્ણ પડું વારી,
પ્રીતમ આશ પુરો મારી....પ્રીતમજી ૨

પુત્ર વનિતા સ્નેહ સબંધી.
પ્રીત બધી ખારી,
તું એક કનૈયો લગન મને ત્હારી,
પ્રીતમ આશ પુરો મારી....પ્રીતમજી ૩

અવીનાશી અકલંક અરૂપી,
ગત ત્હારી ન્યારી;
આ દીન દુઃખીયાને સ્હાય પ્રભુ ત્હારી,
પ્રીતમ આશ પુરો મારી....પ્રીતમજી ૪

દીન બંધુ ભગવાન નિરાળા,
ભય ભંજન હારી;
કિંકર બાળકને ડૂબતો લ્યો તારી,
પ્રીતમ આશ પુરો મારી....પ્રીતમજી ૫

૧૧૬

ભુજંગી છંદ.

જગત વૈભવોમાં રમે છેલબાજી,
બની શેર નાચ્યા અરે કંઈક પાજી;
વિચાર્યું કદાપિ નહિ ત્યાં અમારૂં,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૧

સૂતો મહેલ માંહે પ્રભુ રૂપ માને,
કરે દાસ વ્રંદો અતિ શેવ જાણે;
પલકમાં થવાનુ બધું એ નિરાળુ;
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૨

ફર્યો બેલ થઈ પુત્રને નાર માટે,
અમારૂં કરીને ચડયો છે ઝપાટે;
તથાપિ થવાનુ નથી એ ત્હમારૂં,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૩

ભલે કોચ શોફા હિંડોળા હિંચોળા,
ચળકતા દીશા ચારમાં કાચ ગોળા;
મચ્યું મોહ રાજા તણુ એ ઢીંગાણું,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૪

અરે મહેલ માળા બગીચા મિનારા,
કદાપિ થવાના નથી એ ત્હમારા,

છતાં તું કરે છે અમારૂં અમારૂં,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૫

ચઢો ધર્મના ઉદ્યમે નિત્ય ભાઈ,
વણજ ત્યાં વધારી કરી લ્યો કમાઈ;
નફો ખાદ સર્વે ખરેખર ત્હમારૂ.
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૬

અજાણે અરે કાળ બનશે શિકારી,
ઉતરશે ઇહાં દેહની સહુ ખુમારી;
જશે હંસ ચાલ્યો થશે સર્વ ન્યારૂ,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં-૭

કરી ઘોર કર્મો પછી તું રડે છે,
નિરાધાર પક્ષી બની તડફડે છે;
પડે દુઃખ ત્યારે પ્રભુને પૂકારૂં,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં.-૮

અરે ! આતમારામ અંતર વિચારો,
ગુરૂવર વિના પંથ સર્વે અકારો;
ડૂબ્યા ભવ રૂપી સિંધુથી તારનારૂં,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં.-૯

કહે દાસ કિંકર હૃદયમાં ઘડાયું,
ભીંતર રોમ ને રોમમાં કોતરાયું;

શરણ એક મેં સતગુરુનુ સ્વીકાર્યું,
ભજો નિત્ય ભગવાનનુ નામ પ્યારૂં.–૧૦

卐

૧૧૭

હરિગીત છંદ.

જીવન નૌકા તારનારા એક શ્રી ગુરૂદેવ છે,
આત્મને ઉદ્ધારનારા એક શ્રી ગુરૂદેવ છે;
ઘટમાં દિપક સળગાવનારા એક શ્રી ગુરૂદેવ છે,
માનવ જીવન પલટાવનારા એક શ્રી ગુરૂદેવ છે.–૧

ભવ દુઃખ જવાળામાં હિમાલય એક શ્રી ગુરૂદેવ છે,
શાંતિનુ સાચું શીવાલય એક શ્રી ગુરૂદેવ છે;
યોગીશ્વરો અબધૂતમાં પણ એક શ્રી ગુરૂદેવ છે,
મૂર્તિ અને મંદિરમાં પણ એક શ્રી ગુરૂદેવ છે.–૨

મુક્તિનો મોંઘો કિનારો એક શ્રી ગુરૂદેવ છે,
જીવન જ્યોત જગાવનારો એક શ્રી ગુરૂદેવ છે;
સંયમ અને શાસ્ત્રો મહી પણ એક શ્રી ગુરૂદેવ છે,
તરણ તારણ દુઃખ નિવારણ એક શ્રી ગુરૂદેવ છે.–૩

જ્ઞાન સાચું ધ્યાન સાચું એક શ્રી ગુરૂદેવ છે,
સુખ સંપતોનુ સ્થાન સાચું એક શ્રી ગુરૂદેવ છે;

કિંકર કહે મન મંદિરે પણ એક શ્રી ગુરૂદેવ છે,
નજર નાંખો જ્યાં જુઓ ત્યાં એક શ્રી ગુરૂદેવ છે.-૪

❧

૧૧૮

રાગ-વિળાપનો.

ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! શું કહું,
આપતો વિશ્વના નાથરે;
આપ વિણુ કોઇ જગમાં નહિ,
દીન દુઃખી જન તણો સાથ રે. ઓ પ્રભુ ! ૧

જગત જંજાળમાં હું ફસ્યો,
કીધા મેં બહુ પરીતાપ રે;
રમત રમીયો પ્રભુ જુઠની,
કરી નિષ્ફળ બધી જાત રે. ઓ પ્રભુ ! ૨

અંધ થઇ આથડયો જગ વિષે,
રોઝ સમ ફર્યો સંસાર રે;
ભમર પેરે ફર્યો ભવમહી,
તોય આવ્યો નહિ પાર રે. ઓ પ્રભુ ! ૩

મોહ વિષ્ટા પીધી મેં મુખે,
કીધો નહિ મન વિષે ખ્યાલ રે;

આપનાં વચન સર્વે ભૂલી,
બન્યો હું મૂર્ખ બેહાલ રે. ઓ પ્રભુ! ૪

માત સુત પુત્રના કારણે,
ફર્યો હું દીવસ ને રાત રે;
બેલ થઇ ચક્કી માંહે ફર્યો,
શું કહું માહરી વાત રે. ઓ પ્રભુ! ૫

કુડ કપટ જાણીને મેં કીધાં,
ઓળંગ્યો પર તણો માલ રે;
કંઇક વિશ્વાસી જનને ઠગ્યો,
શું થશે માહરા હાલ રે. ઓ પ્રભુ! ૬

અતિ દુઃખ નિર્બળોને દીધાં,
રડાવ્યાં કંઇક નરનાર રે;
સતાવ્યા રંક જનને અતિ,
નથી મુજ જુલ્મનો પાર રે. ઓ પ્રભુ! ૭

કરી નીંદા અતી પર તણી;
નવ થયું હૃદયમાં ભાન રે;
નિજ તણા દોષ જોયા નહિ,
કીમ થશે આત્મ કલ્યાણ રે. ઓ પ્રભુ! ૮

ગાઢ બંધન થકી પીડીયા,
પશુ પક્ષી અતિ જાત રે;

દયાનો અંશ મેં નવ કીધો,
આપ જાણો સહુ વાત રે. ઓ પ્રભુ ! ૯
વિષયની અંધ મસ્તી મહી,
ઘોર કર્મો કર્યાં નાથ રેઃ
આપથી કંઇ ન છાનુ પ્રભો,
ભ્રષ્ટ છે માહરી જાત રે. ઓ પ્રભુ ! ૧૦
દોષ મારા પ્રભુ છે ઘણા,
વદે આવે નહિ પાર રે;
મહા પાપી અને ક્રૂર હું,
અધમમાં અધમ કરનાર રે. ઓ પ્રભુ ! ૧૧
આગ સળગી અતિ રોમમાં,
બળે છે કર્મ અંગાર રે;
ત્રાય પામ્યો હવે દેહથી,
શાંતિ કર શાંતી દાતાર રે. ઓ પ્રભુ ! ૧૨
ડૂબ્યો સંસાર સાગર મહી,
કોણ ઝાલે હવે હાથ રે;
વિષમ ભડકા બધે જળાહળ્યા,
કૃપા કર ઓ ! કૃપાનાથ રે. ઓ પ્રભુ ! ૧૩
કરોશ પર આત્મને શાંત તો,
શાંતા મળશે તને સાચ રે;

એહ પણ કંઇ કર્યું નહિ પ્રભો,
શું થશે માહરૂં નાથરે. ઓ પ્રભુ ! ૧૪

અનંતા દોષનો ભાજય છું,
કર્મ કીધાં અતિ ક્રૂરરે;
મારૂં મારૂં કરી જગ ફર્યો,
કાળનું આવીયું પુર રે. ઓ પ્રભુ ! ૧૬

અનંતિ વાર ફેરા ફર્યો,
ભમ્યો ભવચક્રમાં નાથ રે;
મળ્યો મહા પુન્યથી તું પ્રભો,
હવે છોડું નહિ સાથ રે. ઓ પ્રભુ ! ૧૭

જગત પાળક દયા કર વિભુ,
દયાના આપ ભંડાર રે;
રહેમ કરજો નિરાધાર પર,
વિશ્વનો કરો ઉદ્ધાર રે. ઓ પ્રભુ ! ૧૮

પ્રભુ ભકિત વિના કંઇ નથી,
જીવનનો એજ છે સાર રે;
ભકિત ભાતું ભરો ઘટમહીં,
જુઠી છે જગત જંજાળ રે. ઓ પ્રભુ ! ૧૯

નજર કરતાં ન કંઈ દીસતો,
ફર્યો હું મૂર્ખ અંધાર રે;

જ્યોત જાગી નહિ આપની,
કીમ કરૂં જીવનને પાર રે. ઓ પ્રભુ! ૨૦

આપ શરણે હવે આવીયો,
તાર કે માર કીરતાર રે;
શરણુ છે એક ત્હારું હવે,
એ વિના કંઇ નથી સારરે. ઓ પ્રભુ! ૨૧

વિશ્વતારક પ્રભો! સાંભળો,
દીન તણા આપ દાતારરે;
મૂકયું મસ્તક તુંહી ચર્ણમાં,
હવે તુજ બાળને તાર રે. ઓ પ્રભુ! ૨૨

લળી લળી ચર્ણ માંહે પડી,
કરે તુજ દાસ પોકાર રે;
કરગરી હાથ જોડું પ્રભો,
મુક્તિનો માર્ગ દેખાડ રે. ઓ! પ્રભુ ૨૩

# પધારો મેઘ મહારાજા

ગઝલ

જગતના એક આધારા પધારો મેઘ મહારાજા;
તૃષાવા ઈંદ્રજળ ધારા પધારો મેઘ મહારાજા. ૧

દુઃખી દુનીયા પૂકારે છે દુવા ત્હારી ગુજારે છે;
જગત ત્હારા સહારે છે પધારો મેઘ મહારાજા. ૨

ક્ષીસાનો કોણ ઉગારે ઉભા છે આશરે ત્હારે;
તમે એ સર્વની વ્હારે પધારો મેઘ મહારાજા. ૩

પશુ ને પક્ષીઓ તફડે વિના ચારે ભૂખે રખડે
જગત પાણી વિના તફડે પધારો મેઘ મહારાજા. ૪

પશુના પુન્યથી આવો અમીની ધાર વરસાવો;
ત્રશા ઉપર દયા લાવો પધારો મેઘ મહારાજા. ૫

નિહાળી પાપ દુનીયાનાં કદાપિ કોપ ના કરશો;
પીડા આ વિશ્વની હરશો પધારો મેઘ મહારાજા. ૬

અબોલા જીવ કયાં જાશે વિના જળથી મરણ થાશે;
જીવે સહુ આપની આશે પધારો મેઘ મહારાજા. ૭

ઝઝરતી હેલીએ વરસો સરોવર પાણીથી ભરશો;
જગતની ઉન્નતિ કરશો પધારો મેઘ મહારાજા. ૮

સુકાયા ખેતને કયારા વૃષા થાતાં ખીલે સારા;
ભરે સહુ અન્નના ભારા પધારો મેઘ મહારાજા. ૯

ગગન મંડળ ગજાવી દો સકળસૃષ્ટિ રીઝાવી લ્યો;
દિવાના દાસ કરગરતા પધારો મેઘ મહારાજા. ૧૦

# પ્રભુ મ્હે એક પયચાના

ગઝલ.

મુજે નહિ કામ દુનીયાસે પ્રભુ મ્હે એક પયચાના
નિરંતર આત્મમંદિરમે જીનેશ્વર એક મ્હે માના–૧
ભલે હો! કૃષ્ન કે રામા ગુણો હે એક ઇશ્વરકે
હૃદય મંદિરને ધોયા ઉને ભગવાન પયચાના–૨
કીયે રહેમાન સબ ઉપર જગત પર રહેમ બતલાકે
ચલે જો રહેમ કે પંથે ઉને રહેમાન પયચાના–૩
સરિતામે કીયા સ્નાનો સુકાર્યા દેહ ઉપવાસે
ઝગાઇ જ્યોત ઘટમાંહે ઉને જગદીશ પયચાના–૪
જીનાલયમે કીયા દર્શન ક્ષમાકા પાઠ નહિ જાના
જીતા મદ મોહને માયા ઉને મહાવીર પયચાના–૫
ડુંડો સંસાર સાગરમે જગતકી ભિન્ન હે માયા
મેરા મેરા સભી કરતે કીસીને આત્મ પયચાના–૬
મુખે કહેતે જુઠી માયા તજે નહિ કોઈ ભીંતરસે
પુરવકે પુન્યશાળીને પ્રભુકા નામ પયચાના–૭
સીડી હે સ્વર્ગકી મોટી પગથીયા પુન્યકે ભારી
જીવન મસ્તી સદા ખેલે ઉસીને મોક્ષ પયચાના–૮
દિવાના દાસ કિંકર પન ભટકતે વોહી આશામે
પ્રભુ હે એક દુનીયામે ઉનોકા નિત્ય ગુણગાના–૯